જરથોસ્તી ધર્મ શિક્ષણમાળા--પુસ્તક ત્રીજું.

# જરથોસ્તી "ધર્મ મત"

લખનાર

[illegible] જમશેદજી બલસારા, એમ. એ.



બીજી આવૃત્તિ

છાપી પ્રગટ કરનાર

જરથોસ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી

અને

જ્ઞાન ફેલાવનારી મંડળી

૧૯૨૨

જરથોસ્તી ધર્મ શિક્ષણમાળા—પુસ્તક ત્રીજું.



# જરથોસ્તી "ધર્મ મત"

લખનાર

સોહરાબ જમશેદજી બલસારા, એમ. એ.



બીજી આવૃત્તિ



છપાવી પ્રગટ કરનાર

જરથોસ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી

અને

જ્ઞાન ફેલાવનારી મંડળી



૧૯૨૨

આ પુસ્તક ધી જ. ન. પીતીત પારસી ઑરફનેજ કેપતન પ્રિંટિંગ
વર્કસ, ન. ૧૪૧ લાલબાગ, પરેલ, મુંબઈમા મેહરજી બી.
મીઠાઇવાલાએ છાપ્યું છે, અને જરથોસ્તી ધર્મ સંબંધી
કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળીના
સેક્રેતરી શમ્સ-ઉલ-ઉલમા ડૉ. જીવનજી જમશેદજી
મોદી, બી. એ. પીએચ. ડી., સી. આઇ ઈ. એ
મંડળીને માટે પારસી પંચાયતની ઓફીસ,
નાo ૨૦૯, હોનબી રોડ, કોટ, મુંબઈ.
મધેથી પ્રગટ કીધું છે.

(આવૃત્તિ પહેલીનો)

# ખુલાસો



## જરથોશ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળી



આપણા ટોળામાં ધર્મ સંબંધી કેળવણી આપવા અને જ્ઞાન ફેલાવવા માટે એક મંડળી, ઉપલે નામે, તા૦ ૧૦ મી જુલાઇ ૧૯૦૩ ને દિને સ્થાપવામાં આવી હતી. એ મંડળીએ ધર્મ સંબંધી કેળવણી આપવા માટે ચોપડીઓની હારમાળા લખાવવાને ઠેરવ્યું છે. તેમાંની પેહેલી "જરથોશ્તી ધર્મ સંબંધી પશ્નોત્તર" એવે નામે પ્રગટ થઇ છે. તેની પેહેલી આવૃત્તિની ૧૦,૦૦૦ નકલ ખપી જવાથી બીજી આવૃત્તિ ૫,૦૦૦ નકલની બાહાર પાડવામાં આવી છે. એ હારમાળાની આ ત્રીજી ચોપડી છે. એ ચોપડી તૈયાર કરાવવા માટે એ મંડળીએ નેમેલી બુક-કમીટી હાલ નીચલા સભાસદોની બનેલી છે:—

શમસુલ ઓલમા દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણા, બી. એ.

દસ્તુર કેખસરૂ જામાસ્પજી જામાસ્પઆશાના.

એરવદ એદલજી કેરશાસ્પજી આંટીયા.

શેઠ પેસ્તનજી કુવરજી મોતીવાલા, એમ. એ., એલ. એલ. બી.

એરવદ બહમનજી નશરવાનજી ધાભર, એમ. એ.

શેઠ રૂસ્તમજી કાવસજી પારખ.

શેઠ બેહરામગોર તેહમુરસ અંકલેસરીઆ, એમ. એ.

શેઠ જીજીભાઇ પેસ્તનજી મીસ્તરી, એમ. એ.

ડા૦ માણેકજી બમનજી દાવર, એમ. એ., પીએચ. ડી.

શેઠ સોરાબજી જમશેદજી બલસારા, એમ. એ.

શેઠ રતનજી ફરદુનજી ગોરવાલા, એમ. એ.

શેઠ અરદેશર ખરશેદજી વેસાવેવાલા, બી. એ.

શેઠ ખોદાબક્ષ એદલજી પુનેગર, બી. એ.

બાઇ ભીખાઇજી અરદેશર એનજીનીયર, એમ. એ.

એરવદ જીવનજી જમશેદજી મો , બી. એ., આ. સેક્રેતરી.

એ કમીટીએ કારોબાર મંડળીની બાહાલીથી એ ચોપડીઓ લખવાનું કામ નીચલા બે ગ્રહસ્થોને સોંપ્યું છે:—

શેઠ સોરાબજી જમશેદજી બલસારા.

એરવદ જીવનજી જમશેદજી મોદી.

એઓમાંથી આ ચોપડી મી૦ સોરાબજી જમશેદજી બલસારાએ તૈયાર કીધી છે. તેનું

લખાણ પેહેલ વેહેલે બુક-કમીટીના સઘળા સભાસદોમાં ફેરવવામાં આવ્યું હતું. ત્યાર પછી તે બુક-કમીટીની પાંચ સભાઓમાં તપાસવામાં આવ્યું હતું. ત્યાર પછી તે કેટલાક ફેરફારો સાથે છપાવવામાં આવ્યું હતું. તેના છાપેલા પ્રુફો દરેક સભાસદોને પોંહોચાડવામાં આવ્યા હતા. તેઓએ તે તપાસવા પછી બુક-કમીટીની બીજી ત્રણ સભાઓ મળી હતી. તે સભાઓમાં તે ઉપર ફરીથી વિચાર કરવામાં આવ્યો હતો.

એ ચોપડીના છાપેલા પ્રુફોની એકેક નકલ આપણી અત્રની જાહેર પારસી સ્કુલોના વડા ઉસ્તાદો ઉપર મોકલી આપવામાં આવી હતી. એ સાહેબોએ સામાન્ય રીતે એ ચોપડી માટે પોતાની પસંદગી જણાવી છે. તેઓની પસંદગીના શબ્દો સેવટે આપ્યા છે.

આ ચોપડી તપાસનાર બુક-કમીટી આપણા ભણેલા દસ્તુરો, એરવદો અને બેહદીનોની બનેલી છે. તે સાહેબોની બારીક તપાસમાંથી તે પસાર થઇ છે. વળી તે પારસી સ્કુલોના વડાઓની પસંદગી પામી છે. માટે મંડળી આશા રાખે છે કે તે સર્વની પ્રસન્તા પામશે, અને સર્વ જરથોશ્તી

માબાપો આ પુસ્તક પોતાનાં કુટુંબમાં દાખલ કરી પોતાનાં બચ્ચાંઓને તેથી ધર્મ કેળવણી આપશે. જરથોસ્તી સ્કુલોના વડા શિક્ષક સાહેબોને પણ કમીટી અરજ કરે છે કે તેઓએ એ ચોપડી પોતાની સ્કુલોમાં ધર્મ શિક્ષણ માટે દાખલ કરવી.

કમીટી હસ્તકની ચોપડીઓનાં લખાણની જોડણી શુધ્ધ અને સરખી રહે તે માટે બુક-કમીટી-ના એક સભાસદ શેઠ જીજીભાઇ પેસ્તનજી મીસ-તરી જે મહેનત લે છે તે માટે તેવણ સાહેબનો ઉપકાર માનવામાં આવે છે.

રોજ ૧ લો, માહ ૨ જો, શહેનશાહી સને ૧૨૮૦.
તા૦ ૧૩ મી અક્ટોબર ૧૯૧૦.

કારોબાર મંડળીના હોકમથી,

**જીવનજી જમશેદજી મોદી,**

ઑ. સૅક્રેટરી.

## કેટલીક પારસી સ્કુલોના વડાઓનાં આ ચોપડી બાબે મતો



એરવદ પાલનજી દોરાબજી પાવરી બી. એ, તે ધી બેરામજી જીજીભાઇ ચેરીટેબલ ઇન્સ્ટીટયુશનના ધર્મશિક્ષક તા૦ ૨૪મી અક્ટોબર ૧૯૧૦નાં પત્રમાં જણાવે છે કેઃ—

It seems to be a decently written book-let containing very valuable lessons on some of the most important Zoroastrian Doctrines.

શેઠ હોરમસજી પાલનજી પાવરી બી. એ, તે એસ-પ્લેનેડ હાઇ સ્કુલના હેડ માસ્તર તા૦ ૨જી નવેમ્બર ૧૯૧૦ નાં પત્રમાં જણાવે છે કેઃ—

"I find the lessons interesting and well-written."

શેઠ ફરામજી બમનજી માસ્તર, બી. એ., તે ફોર્ટ એન્ડ પ્રોપાયટરી હાઈ સ્કુલના હેડ માસ્તર તા૦ ૫ મી ડીસેમ્બર ૧૯૧૦નાં પત્રમાં જણાવે છે કેઃ—

The Third Book of the Series published under the auspices of the Society for the pro-motion of Religious Education amongst the

Parsees seems to me as usefull in imparting religious instruction to boys and girls as the First and Second Books of the series. The Society is doing a great service to the Parsi community in having undertaken to propagate a knowledge of the Zoroastrian religion among Parsi children and to impress on their minds the great moral truths taught by that religion. The Society is to be congratulated on the results it has hitherto achieved by means of such books.



# બીજી આવૃત્તિનો ખુલાસો



## જરથોશ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળી



આ ચોપડીની પેહલે છપાવેલી ૫૦૦૦ નકલો ખપી જવાથી થોડાક ફેરફાર સાથે આ બીજી આવૃત્તિની ૫૦૦૦ નકલ છપાવી છે.

રોજ ૧૦ મો, માહ ૧૦ મો, શહેનશાહી સને ૧૨૯૧.
તા૦ ૧૫ મી જુન ૧૯૨૨.

જીવનજી જમશેદજી મોદી
ઑ. સૅક્રેટરી.

## પ્રકરણ પહેલું

# અહુરમજ્દ



### દાદાર અહુરમજ્દ પેદા કરનાર અને મોહોટો સાહેબ છે



તમામ જગતનો સાહેબ અશો દાદાર અહુરમજ્દ છે. તેણે પૃથ્વિ તેમજ આસ્માન બન્ને પેદા કીધાં છે; અને એઓમાંથી સર્વે ચીજો તેણે ઘણીજ ઉત્તમ રીતે સર્જી છે. તેઓમાં ઘણીએક મોહટાઈ ભરેલી ચીજો છે, ઘણીએક અજબ જેવી ચીજો છે, અને ઘણીએક સુંદર ચીજો છે. તે સર્વેની યોજના ઘણીજ ડહાપણ ભરેલી છે; અને તે સર્વેની રચના ઘણીજ રળિયામણી છે. એ જોઈને આપણાં દિલમાં ઘણીજ ખુશાલી પેદા થાય છે, અને આપણાં મનને ઘણુંએક ડહાપણ સુજે છે.

એ તમામ મહાભારત જગતને ખુદાએ એકલાએજ પેદા કીધું છે; અને તેને તે એકલોજ ટકાવે છે. તેમાં ભેલ્યો કે ભાગીદાર કોઈ પણ નથી તેમજ તેનો

હરીફબી કોઇ નથી. કુલ જગતમાં તે એકલોજ સાહેબી ભોગવે છે.

આ બોહળાં જગતમાં અહુરમજદનાં અગણિત કાર્યો આપણી નજરે પડે છે; તે ઉપરથી તેની હસ્તી આપણને માલમ પડી આવે છે; અને જગતનો કારોબાર ચલાવનાર એક મોહોટો સાહેબ છે એવું આપણે માન્યે છિએ. પણ તે સાહેબ આપણી નજરે પડતો નથી, કેમકે તેને શરીર કે આકાર કાંઇએ નથી; તે મીનોઇ એટલે મનમાંજ સમજી શકાય એવો છે.



## અશો અહુરમજદ ઉત્તમ ડહાપણ અને ઉત્તમ શકિત ધરાવે છે

કુદરતની ચીજો અને તેનો કારોબાર આપણે તપાસીએ છિએ ત્યારે આપણને ઘણુએક વિચારો સુજે છે. તેમાં મુખ્ય એ માલમ પડે છે કે તેઓનો બનાવનાર અને તેનો ટકાવનાર ઘણોજ અક્કલમંદ અને ઘણોજ જોરમંદ છે. ખુદાની અકકલ અને ખુદાની શકિત એવાં મહાભારત છે કે તે જોઇને આપણે હેરત થઇ જઇએ છિએ. આપણાથી તો એક કરચ જેટલું પાંદડુંબી બનાવી શકાતું નથી, પણ તેણે તો આ બોહળાં જગતની સર્વે ચીજો બનાવી છે; આપ-

ણુથી તો થોડાક મણુથી વધુ બોજો ઉંચકી શકાતો નથી, પણ તેણે તો ન કલ્પી શકાય એટલા વિસ્તારમાં તારાઓનાં અને ગ્રહોનાં મંડળોને અધ્ધર ટકાવી રાખ્યાં છે, અને તેઓને નિયમિત ફરતાં રાખ્યાં છે. આપણાથી તો થોડાંક કામથી વધુ ઉપર ધ્યાન આપી શકાતું નથી, પણ તે તો તમામ જગતનાં અગણિત કાર્યો ઉપર સામટું અને નહિ ભુલે એવું ધ્યાન રાખે છે.

જમીનમાં બીજ પડે છે; તેમાંથી પીલો ફુટે છે; પીલાનો છોડ થાય છે; છોડનું ઝાડ થાય છે; ઝાડ ઉપર ફુલ આવે છે; અને ફુલમાંથી ફળ થાય છે. એટલું થતાં તેમાં અસંખ્ય અને હેરત ભરેલા ફેરફારો થાય છે. એ સર્વે ખુદાનાં અદભુત ડહાપણથી થાય છે, અને તેની મહાભારત શકિતથી તે પાર પડે છે. પણ એ બધું તો એકજ ચીજના બાબમાં થાય છે. એવી તો બીજી નહિ ગણાય એટલી ચીજો છે. તેઓના સર્વેના ફેરફારો ઉપર ખુદાનું ધ્યાન સામટુંજ લાગી રહેલું છે, અને તેઓ સર્વે ઉપર તેની શકિત સામટીજ કામે વળગી રહેલી છે.

આકાશની અંદરના ગોળાઓ માણુસથી ગણી શકાતા નથી. તેઓ દરેક એક બીજાથી લખો, કરોડો, કે અબજો માઈલ દુર છે. પણ તેઓ એટલા બધા અને એટલા

દૂર હોવા છતાં પોતાનો માર્ગ નિયમિત લેતા રહે છે. તેમજ તેઓમાંના દરેક ઉપર અસંખ્ય બનાવો બનતા રહે છે. એમાં જરાકબી ચુક થતી નથી. એબી સઘળું ખુદાનાંજ ડહાપણથી અને ખુદાનીજ શકિતથી થાય છે.

આપણા અશો પેગામ્બર જરથોસ્તે એ ઉત્તમ ડહાપણ અને બુલન્દ શકિત જોઈ લીધાં હતાં. તેથીજ તે સાહેબે કહ્યું છે કે:

"ઓ અશો અહુરમજ઼્દ! આ કુલ જેહાનમાં નજર આવતા અશોઈના કાયદાનો પિતા તું સિવાય કોણ છે?

"આ આફ્તાબ અને સેતારાઓને પોતાનો માંર્ગ લેવાનું તું સિવાય કોણે નેમી આપ્યું છે?

"આ માહતાબના ચળકાટમાં તું વગર કોણથી વધઘટ થાય છે?

"આ દુન્યાને વગર ટેકો આપવે તેં નહિ તો કોણે ટકાવી રાખી છે?

"પાણી અને વનસ્પતિ તું સિવાય કોણથી પેદા થયાં છે?

"પવન ને વાદળાં જોડીને આવી રીતે ઝડપથી ઉડતાં કોણે કીધાં છે?

" એ જ્યાં જોઇએ ત્યાં દેખાતું ઉત્તમ ડહાપણુ તારૂં નહિ તો કોણનું છે? રોશની અને અંધારૂં, ઉંઘ અને જાગૃતિ રચવામાં તારી કરામત કેટલી બધી છે!"......વગેરે—(યસ્ન ૪૪, ફ. ૩—૫ નો સાર).

અશો દાદાર અહુરમજદનું આવું ઉત્તમ ડહાપણુ અને આવી બુલન્દ શકિત આપણે સમજીએ છિએ ત્યારે તેની સેતાયશ કરવાની આપણુને કુદરતીજ લાગણી થાય છે.



## ખુદા સંપૂર્ણ ભલો છે

અશો દાદાર અહુરમજદ સંપુર્ણ ભલો છે. તેણે જે અસંખ્ય ચીજો પેદા કીધી છે તે સર્વ ફાયદા ભરેલીજ છે. તેનાં સર્વ કાર્યો ભલાઇ ભરેલાંજ છે.

આપણી ખાકી જીંદગી ટકાવવાને વાસ્તે તેણે પકકો બંદોબસ્ત કરી રાખ્યો છે. આપણુને હવા મળતી જો બંધ થાય તો થોડાકજ વખતમાં આપણે મરણ પામ્યે, પણ એ જરૂરની ચીજ ખુદાએ અખુટ જથ્થામાં પુરી પાડી છે. પાણી વગર પણ આપણુથી જીવી શકાય નહિ, પણ તેનીબી તેણે જગેજગ ગોઠવણુ કરેલી છે. ઉજાશ વગર આપણુને ચાલે નહિ, તેબી આપણુને નિયમિત અને તરેહતરેહની

રીતે મલે એવી તેણે યોજના કરી રાખેલી છે. ખો-રાકની આપણને વખતો વખત જરૂર પડે છે, તે પણ મેળવવાનાં અસંખ્ય સાધનો તેણે આપણને પુરાં પાડેલાં છે. એ સિવાય આપણાં રોજી ઉદ્યોગ તેમજ સુખ સગવડની અગણિત ચીજો તેણે સર્જી રાખી છે, તથા યોજી મુકી છે. પણ એ સર્વને મેળવવા અને ભોગવવા વાસ્તે ઇન્સાને મહેનત લેવી જોઇએ એવો રૂડો નિયમ ખુદાએ રાખેલો છે. ભલી મહેનત લેવાથીજ માણુસ બેહતરીએ ચહડી શકે છે.

આપણી મીનોઇ જીંદગીને વાસ્તેબી તેણે રૂડો નિયમ રાખેલો છે; આપણાં સર્વ કાર્યોનો બદલો આપ-ણી રૂડી યા ભુંડી કર્ણી મુજબનોજ મળ્યો જાય એવું તેણે નક્કી કરી રાખેલું છે. જેઓ ભલાં થવા માગે તેઓને તેમાં દરેક રીતે મદદ મળે એવી ગોઠ-વણ તેણે કરી રાખેલી છે, તેમજ જેઓ બુરાઈમાં લપસી પડતાં હોય તેઓને તેથી વારવાનીબી તેણે સર્વે યોજના કીધેલી છે.

એ સઘળાં ઉપરથી જણાઇ આવે છે કે ખુદા આપણો સાચ્ચો મિત્ર છે. તેથી આપણે તેને દિલોજાનથી ભજવો જોઇએ; આપણે તેની સેતાયશ કરવી જોઇએ; અને તેની મરજી જે ભલીજ છે તે

મુજબજ ચાલવાનો ઠરાવ કરવો જોઇએ, તથા તે મુજબજ વરતવું જોઇએ.

---

## ખુદા સંપુર્ણ અશો છે

પાક દાદાર અહુરમજદ અશો છે, તેથી તેનાં સર્વે કાર્યો ઉત્તમ પ્રકારનાં અને નિયમિત છે. કશું ખામી ભર્યું તેનાથી થતું નથી; તેમજ કશું કાયદાથી ઉલટું તે કરતો નથી. તેથી તમામ જગત કાયદાસર ચાલે છે. બુલન્દ સેતારાઓ, આફતાબ, માહતાબ તથા પૃથિવ એ સઘળાં પોતાનું કામ નિયમિત કર્યાં જાય છે. મોસમો પોતાના વખતસર આવે છે, અને વખતસર પાછી જાય છે. ભર્તી અને ઓટ, દિવસ અને રાત, નિયમસર ફેરબદલ થાય છે. અને દુન્યાની તમામ ચીજો કાયદાસરજ પેદા થાય છે, કાયદાસરજ વધે છે, અને કાયદાસરજ નાશ પામે છે.

એટલે કુદરતની તમામ ચીજોમાં ચાલુ નિયમ નજર આવે છે. અને જેમ ખાકી ચીજોમાં નિયમ દાખલ કરેલો છે, તેમ મીનોઇ ચીજોનેબી નિયમને તાબે રાખેલી છે. તેમાં મુખ્ય એ છે કે ભલાઇ આયંદે ફત્તેહમંદ થાય છે, અને બૂરાઈ આયંદે હાર પામે છે. ભલાઇથી ખુબસુર્તી પેદા થાય છે, તથા



મહોદાઇ અને નૂર ખીલે છે; અને બુરાઇથી બદસૂર્તી પેદા થાય છે, તથા હલકાપણું અને નજીસાત વધે છે.

એ અશો નિયમ માણુસની જીંદગીને પણ લાગુ પાડેલો છે. ભલી કરણીવાલું માણુસ મીનોઇ સુધારામાં આગળ વધે છે, તેનાંમાં જ્ઞાનનો પ્રકાશ વધતો જાય છે, અને તે ખૂબસૂર્તી તથા મીનોઇ નૂર મેળવતું જાય છે; બૂરી કરણીવાલું માણુસ મીનોઇ બીગાડમાં આગળ વધે છે, તે અજ્ઞાન થતું જાય છે, અને તે બદસૂર્તી તથા કંગાલ્યત મેળવતું જાય છે. એ મુજબ ભલી કરણીવાળું માણુસ સુખી હોય છે, અને બુરી કરણીવાળું માણુસ દુઃખી હોય છે. તેથી ઇન્સાન જયારે એ નિયમ પિછાને છે ત્યારે તે બુરાઇની રાહ છોડી દેવા માગે છે; અને ભલાઇની રાહ ઉપર આવવા તે મેહનત લે છે, એટલે અશોઇના ઇન્સાફી કાયદાથી ભલાં તેમજ બૂરાં બન્ને ફાયદોજ મેળવે છે.

---

## અશો દાદાર અહુરમજ્દ તમામ જગતનો પાદશાહ છે; તેની પાદશાહી હંમેશની છે; અને તેની મીનોઇ નજર સર્વ ચીજો પર ઠરેલી છે

કુદરતની સર્વે ચીજોમાં ખુદાના નિયમો કામે વળ-ગેલા છે, તેઓ પોતાની અસર અચુક ઉપજાવતા રહે



છે. એ ઉપરથી માલમ પડે છે કે તમામ જગતને પોતાના નિયમોને તાબે રાખવાની દાદાર અહુરમજદ શક્તિ ધરાવે છે. એટલે કે તમામ જગત ઉપર તે પાદશાહી ચલાવે છે.

ખુદાની એ પાદશાહી હંમેશની ચાલતી આવી છે; અને હંમેશ સુધી તે ચાલતી રહેશે. જ્યાં સુધી તેની હસ્તી કાયમ રહેશે ત્યાં સુધી તેની શક્તિઓ કાયમ રહેશે, અને તેની હસ્તી તો હંમેશનીજ કાયમ રહેશે, તે સાથે તેની શક્તિઓ હંમેશનીજ કાયમ રહેશે.

વળી ખુદાનું મન પણ સંપૂર્ણ શક્તિવાન છેઃ તે જે કાંઇ ઇચ્છતો રહ્યા છે તે અચુક અમલમાં મુકાતું રહ્યું છે. અને તેની ઇચ્છા હંમેશની ભલી અને કાયદે-સરની છે, તેથી જગતમાં ભલાઇ અને કાયદો અમલ ભોગવતાં રહ્યાં છે.

પોતાની સંપૂર્ણ મનશક્તિથી તે જગતની સર્વે ચીજો જાણે છે, અને તે દરેકને તે જોય છે. જેમ છેક દૂરના એક સેતારા ઉપર બનતા સર્વે બનાવો તે જોય છે, તેમ એક પથ્થરમાં થતા સર્વે ફેરફાર પણ તે જોય છે; જેમ તમામ ઇન્સાનજાતની જીંદગીના બનાવો તે જોય છે, તેમ એક જીણુંમાં જીણું જાન-વરની જીંદગીના પણ સર્વે બનવો તે જોય છે; જેમ આપણાં જાહેર કાર્યો તે જોય છે, તેમ આપણાં મનનાં

છુપાં કાર્યોબી તે જોય છે. જગતની તમામ ચીજ અને જગતના તમામ બનાવો તે જોય છે અને જાણે છે.

ત્યારે આપણાં ગમે એવાં છુપાં કાર્યોબી અશો દાદાર અહુરમજદ તો ખુલ્લે ખુલ્લાં જોવાની શક્તિ ધરાવે છે. તેથી દરેક ઇન્સાનને ઘટે છે કે જે કોઇ કાર્યથી ખુદાની નજરમાં તે હલકો ઠરે તે કાર્ય કરતાં તેણે અચકવું. એક સાધારણ ઇન્સાનનીબી નજર આગળ કાંઇ બૂરૂં કાર્ય કરતાં આપણે અચકીએ છિએ ત્યારે અશો ખુદાની નજર આગળ બૂરૂં કરતાં તો આપણે લખ્ખો દરજ્જે વધુ અચકવું જોઇએ.

અને તે દેખાડવા માટે તેણે આ જીંદગી અશોઇની રાહે ગુજારવી જોઇએ; પોતાના વિચાર, વચન અને કામ તેણે એવાં રૂડાં અને સદગુણી રાખવાં જોઇએ કે તે પરવરદેગારના ચાહને લાયક થઇ પડે અને હરેક બીજા ઇન્સાનને પ્રીય, મદદગાર અને ઉપ્યોગી થાય. જાનવરો તરફ મમતા બતાવે અને તેમની માવજત લે અને કુદરતની સર્વે ચીજનો રૂડો ઉપ્યોગ કરી તેમને સંભાળે. કેમકે ખુદાને હસ્તકની સર્વે પેદાયશો તરફ રૂડી રીતે વરતવું એ તેની તરફનો ચાહ દર્શાવવા બરાબર છે. એટલું છતાં પાક ખુદા તરફ પાધરી આસ્થા રાખવી અને તેની તરફ દિલ અને જાનને આકર્શેલાં રાખવાં એ બી ઇન્સાનની પવિત્રતાની નિશાની છે.



૧૦૨૮૦

# ૧૧

## ખુદા ઉપર ઈન્સાને દિલ લગાડવું જોઈએ

આપણા પાક પેગામ્બર, અશો જરથોશ્ત, ખુદા તરફ જાનફેશાની કરે છે કે: "પોતાનાં તનની જીંદગી અશોઈ તરફ લઈ જનાર ભલા વિચાર, વચન અને કામની ઉતમતા, સદગુણ તરફની તાબેદારી, અને ભલાઇમાં મેળવેલી તાકાત,—એ સર્વે ઓ મહાન દાનેશમંદ ખુદા! જરથોશ્ત ભેટ તરીકે તને અર્પણ કરે છે." (યસ્ન ૩૪, ફ. ૧૪.)

એજ મુજબ હરેક ઇન્સાને ખુદા ઉપર દિલ લગાડવું જોઇએ. તમામ સદગુણ ભરેલો અશો ખુદા આપણી સાથજ છે; તે આપણને પોતાના મિઠી ગોદમાં જાણે ચાંપીજ રાખે છે; અને આપણને સર્વે દુ:ખોમાંથી તારી કહાડીને ઉત્તમ સુખે પહોંચતાં જવા વાસ્તેની સર્વે ગોઠવણ તેણે કરીજ રાખેલી છે;– એ બધું ભુલેલો ઇન્સાન સમજતોજ હોય તો પછી તેને દુ:ખજ શાનું હોય? અશો દાદાર અહુરમજદ સર્વ શકિતવાન છે, અને તેનામાં ભલાઇ એવી ઉભાયા કરે છે કે તે સર્વે તરફ એક સાચ્ચે સચ્ચા 'મિત્ર, ભાઇ કે બાપ' જેવો હેતવાળો છે; અને તેનાં રાજયમાં ભલાઈની રાહ ઉપર જીવ્યાથી ઉત્તમ સુખ મળે છે;—એ બધું ઇન્સાન ધ્યાન રાખે તો પછી ખ્યાલી સુખ તે શા વાસ્તે શોધે?

ત્યારે ખુદા જે તમામ સુંદર અને મોહટાઇભરી જેહાનમાં છુપો રહે છે, અને ઇન્સાનનાં પાક જીગરમાં માલમ પડે છે, તેને ભલાઇ અને સચ્ચાઇની રોશ્નીની મદદથી શોધી કહાડો, અને તેની રૂડી સંગતમાં વસો; કે બૂરાઇ તમોથી દૂર થાય, ભલાઇ તમોમાં વધે, અને તેથી ઉત્તમ રાહત અને ખુશાલી પેદા થાય.

---

## પ્રકરણ બીજું

## વખત

### 'જ્રવાન્ અકર્ન,' 'જ્રવાન્ દરેગોખ્દાત,' અને જમાનાઓ

વખતનો છાપ સર્વ ચીજો ઉપર પડેલો હોય છે. કોઇ ચીજની હસ્તી થોડાજ વખતમાંથી પસાર થયલી હોય છે; અને કોઇ ચીજની હસ્તી વધુ વખતમાંથી પસાર થયલી હોય છે; પણ ઉંમર વગરની કોઇ પણ ચીજ હોઇ શકતી નથી; એટલે કે વખતના છાપ વગરની કોઇ પણ ચીજ હોઇ શકતી નથી.

વખત બે પ્રકારનો હોય છે: એક 'અનંત વખત' અને એક 'આપીત વખત'. અનંત વખત તે છે કે

જેને શરૂઆત પણ નથી અને છેડો પણ નથી; જ્યારે માપીત વખતને શરૂઆત તેમજ છેડો બન્ને છે. અનંત વખતને અવસ્તામાં 'જ્વાન્ અકર્ન' એટલે 'છેડા વગરનો જમાનો' કહેવામાં આવેલો છે. એ અનંત વખતની હંમેશગી અશો દાદાર અહુરમજદ પોતે ભોગવે છે; કેમકે અશો દાદાર અહુરમજદની ઉંમરને શરૂઆતબી નથી અને છેડાબી નથી: તે હંમેશ હતો અને હંમેશ રહેશે.

માપીત વખતને અવસ્તામાં 'જ્વાન્ દરેગો ખ્દાત' એટલે 'લંબાઇમાં મુકરર થઇ શકે એવો જમાનો' કહેવામાં આવેલો છે. માપીત વખતમાં અગણિત જમાનાઓ અથવા કાળચક્રો સમાયલાં છે. એ જમાનાઓની લંબાઇ માણસને સવલ પડતી ગણત્રી મુજબ મુકરર કરવામાં આવે છે. એ રીતે ગયોમર્તથી તે સઓશ્યંત સૂધીના વખતને એક જમાનો કહેવામાં આવે છે. હાલ આપણે એજ જમાનામાં વસીએ છિએ.

ગયોમર્તના વખતથી પહેલી માણુસાઇ હાલત જાહેર થઈ હતી; એ આપણા બાબમાં અગત્યનો બનાવ હતો, તેથી એ વખતથી આપણા જમાનાની શરૂઆત ગણવામાં આવેલી છે.

એ વખતથી ઇન્સાન બૂરાઈની સામેની લડાઇમાં મથેલું રહ્યું છે; અને જ્યારે સઓશ્યંતનો વખત

આવશે ત્યારે એ લડાઈમાં તે પૂરી જીત મેળવી રહેશે. બૂરાઇ ઉપરની આપણી પૂરી જીત પણ આપણા બાબમાં ઘણો અગત્યનો બનાવ છે, તેથી એ વખતે એક જમાનો પૂરો થયલો આપણે ગણ્યે છિએ.



## વખત અચુક રીતે પસાર થઇ જાય છે; વખતનો રૂડો ઉપયોગ કરવાની ઈનસાનની ફરજ

વખત અચુક રીતે અને જરાકબી થોભ્યા વગર પસાર થઇ જાય છે. ભવિષ્યના અનંત વખતમાંથી પળ પછી પળ દોડતી આવે છે, અને તે ભૂતકાળમાં ચાલી જાય છે. એ ચાલી ગયલી પળ કદીબી પાછી આવતી નથી.

હંમેશાં કેટલીએક પળો એવી આવે છે કે જે વખતે કોઇ કામ કરી લેવાની સારી તક મળે છે; અને તે પળો ચાલી જવા સાથે તે તકબી ચાલી જાય છે. એવી તકો ફરીથી આવશેજ એવી આપણને કદી ખાતરી હોઈ શકતી નથી. તેથી ઇન્સાનને લાજમ છે કે જે કોઇ સારી તક આવે તેનો તુરત ઉપ્યોગ કરી લેવો; અને જે કામ એક તકે થઇ જતું હોય તેને બીજી તક ઉપર નાખવું નહિ જોઈએ. પહેલી તકોનો ઉપ્યોગ કરી લેનાર માણુસ હંમેશાં ફતેહમંદ હોય છે.

વખતનો ભલો ઉપયોગ કરવો એ માનસની ઘણી અગત્યની ફરજ છે. કુદરતનાં કામો તપાસ્તાં સહેજમાંજ જણાઇ જાય છે કે ભલો ઉદ્યોગ એ તેનો નિયમજ છે. વખતનો બારીકમાં બારીક ભાગબી હ્યાં નકામો જતો નથી. આકાશ મંડળો અને સેતારાઓ, આફતાબ, ગ્રહો અને માહતાબ વગેરે સર્વે પોતાનું કાર્ય નિયમિત કર્યા જાય છે; તેમાં કોઈ ભુલતાં નથી કે થોબતાં નથી; આ પૃથવી ઉપરબી જમીન, હવા, પાણી વગેરેમાં ખુદાની શકિતઓ અચુક રીતે કામે વળગેલી છે; ઝાડપાન વનસ્પતિઓ પોતાના કાયદા મુજબ ઉગે છે અને નાશ પામે છે, પંખી પંખેરાંઓ પહોર ફાટતાંજ ઝાડોની રળિયામણી ઘટામાંના પોતાના માળાઓમાં જાગી ઉઠે છે, અને જાણે અશો દાદાર અહુરમજદની સેતાયશનાં સુંદર ગીતો ગાય છે, અને પછી પોતાને કામે વળગી જાય છે. વળી મધમાખી, કીડી જેવાં જીવજંતુઓબી ઉદયોગમાં મથેલાં રહે છે.

એ મુજબ જ્યાં જોઇએ ત્યાં કુદરતમાં ભલો ઉદ્યમ નજરે પડે છે, અને ઇન્સાન કુદરતના કાયદાની બહાર નથી, તેથી તેણે પણ ભલાઈ માટેનો ઉધ્યમ કરવો જોઇએ. એમ કરવાથીજ તે પોતાની ઉતમ હાલતે અને ઉતમ સુખે પહોંચતો જશે.

રૂડો ઉજમ પકડવા અવસ્તામાં કહેલું છે કે દર બામદાદે સરોષનો મોગં જાણે પોકાર કરે છે કેઃ

"શેતાન ઉઠો, ઓ માણસો! તથા ભૂંડાઇનો તુચ્છકાર કરો, (કેમકે જુઓ) આ લાસર્યો હાથવાળી આળસાઇ તમો તરફ દોડે છે. તે તમામ હાડમંદ દુન્યાને જાગતાંની સાથેજ પાછી ખાબમાં નાખી દે છે; (અને જાણે એવું કહે છે કે), 'હજી સુઇ રહો, માણસો! વખત થયો નથી,' મગર તમો સારા વિચારેલા વિચાર, સારા બોલેલા સખુન અને સારાં કીધેલાં કામ એ ત્રણ ઉત્તમ ચીજો તરફ (જરાબી) બેદરકાર થશો ના; જ્યારે બુરા વિચારેલા વિચાર, બુરા બોલેલા સુખન, અને બુરાં કીધેલાં કામો તરફ તો (તમો હંમેશ તમામ) તુચ્છકાર બતાવતા રહેજો"–(વંદીદાદ ૧૮, ફ. ૧૬–૧૭).



## પ્રકરણ ત્રીજું

# પેદાયશ

## સર્વે પેદાયશો તથા તેઓમાં જણાતા નિયમોથી થયલું કુદરતનું બંધારણ

કુદરતમાં એક હાથ ઉપર મીનોઇ શક્તિઓ તથા મીનોઇ કાયદાઓ હસ્તી ધરાવે છેઃ અને બીજા હાથ ઉપર આસ્માનની અંદરની અને જમીન ઉપરની તરે-

હવાર ચીજો જાહેર પડે છે. એ સર્વે પેદાયશોથી કુદ-રતનું બંધારણ થયલું છે.

કુદરતનું બંધારણ અશો દાદાર અહુરમજ્દે ઘણીજ ડહાપણભરેલી રીતે યોજેલું છે. તેથી પેદાયશની જે કોઇ ચીજોના સંબંધમાં આપણે આવ્યે છિએ તેથી આપણને આયંદે ફાયદો હાંસલ થાય છે.

કુદરતની જે ચીજનું આપણને સૌથી વધુ કામ પડે છે તે આપણું શરીર છે. શરીરની બનાવટ ઘણીજ કરામત ભરેલી છે; અને તેની કામ કરવાની રીતો ઘણીજ હેરત ભરેલી છે. શરીરમાં આપણું રવાન વસે છે, અને તેમાં રહીને કામ કરવાની તેને સગવડ મળે છે. રૂડા ઉધ્યમથી રવાન બેહતરીએ ચહડે છે. તેથી ઉધ્યમ કરવામાં તેને સગવડ આપવાને લીધે શરીરની પેદાયશ ઘણી ફાયદા ભરેલી છે.

આ જમીન ઉપરની સર્વે પેદાયશો આપણને કામ આવે એવી છે. હવા, પાણી અને ખોરાકની તરેહવાર ચીજો આપણાં શરીરને ટકાવે છે. અનાજ અને ઝાડ-પાનો આપણને ઘણો અગત્યનો ઉધ્યમ પુરો પાડે છે. જંગલો અને ખણીજ પદાર્થોમાંથી ઉદ્યોગની ઘણી-એક ચીજો મલે છે. પાણીના ધોધ, હવા, વરાળ, વીજળી, આતશ વગેરેથી માણસ ઉદ્યોગમાં મદદ મેળવે છે. અને વળી જમીન ઉપરની તેમજ આસમાની ચીજોનો તથા તેઓમાં જણાતા નિયમોનો કેટલાક માણસો

અભ્યાસ કરે છે; તેથી તેઓ ડહાપણ મેળવે છે, અને પોતાની શકિત ખીલવે છે.

એ મુજબ કુદરતની પેદાયશો રૂડી અને ફાયદાભરી છે. એઓ વિષે પાક અવસ્તામાં કહેલું છે કે, "બુલંદ દાનેશભર્યા ખુદા અહુરમજદે દુન્યાની ચીજો પેદા કીધી છે. તેઓ ઘણીજ રૂડી, અને ઘણીજ સુંદર, અને ઘણીજ અજાયબ જેવી, અને ઘણીજ મહોટાઇભરી, તથા ઘણીજ ઝળકાટભરી છે." (જમયાદ યશ્ત, ક. ૧૦.)

---

## કુદરતમાં કામે વળગેલા બે મીનો

કુદરતની તમામ ચીજોમાં બે મીનો કામે વળગેલા છે. એક 'સ્પેન્ત મઇન્યુ' એટલે 'સંપૂર્ણતા માટેની મીનોઇ વળણ' છે; અને બીજો 'અંગ્ર મઇન્યુ' એટલે 'નાશ માટેની મીનોઈ વળણ' છે.

જગતની ચીજોમાં જન્મ, ઉગવું, વધારો અને દોરોસ્તી એ સર્વે 'સ્પેન્ત મઇન્યુ'થી થાય છે; અને એથી ઉલટી હાલતો 'અંગ્ર મઇન્યુ'થી થાય છે.

એજ મુજબ ઇન્સાનોમાં પણ બે મીનો કામે વળગેલા જણાવેલા છે. તેઓને પણ ઉપલાંજ નામોએ ઓળખવામાં આવે છે. ઇન્સાનોને મીનોઇ સંપૂર્ણતાની

સુખી હાલત તરફ 'સ્પેન્ત મઇન્યુ' ખેંચે છે; જ્યારે 'અંગ્ર મઇન્યુ' રવાનને પડતી પર લાવવા ખેંચાણુ કરે છે. મગર એ બેમાંથી કોણુને તાબે થવું તે ઇન્સાનના પોતાનાજ હાથમાં રહેલું છે. મજબૂત મનનું ઇન્સાન 'સ્પેન્ત મઇન્યુ' નેજ તાબે રહે છે; પણુ નબળાં મનનું ઇન્સાન 'અંગ્ર મઈન્યુ'ની પક્ષમાં જઈ પડે છે.

'સ્પેન્ત મઇન્યુ'ની પક્ષમાં રહેનાર ઇન્સાન હોરોસ્તી, સગવડ, સંતોષ અને સુખ પામે છે; પણુ 'અંગ્ર મઇન્યુ'ની પક્ષમાં રહેનાર બીમારી, અગવડ, અસંતોષ અને દુઃખ મેળવે છે, તેથી 'સ્પેન્ત મઇન્યુ'ની પક્ષવાળો ફાયદો જોય છે, અને તેજ પક્ષમાં રહેવા મજબૂત મન કરે છે; જ્યારે 'અંગ્ર મઇન્યુ'ની પક્ષવાળો નુકસાન અને ગેરફાયદો જોય છે. તેથી તે તે પક્ષ છોડવાનું ચાહે છે; અને રૂડી કોશેશોથી તે તેમ કરી શકે છે.

અશો દાદાર અહુરમજ્દ પોતે તો તદનજ રાસ્ત અને ભલો છે; તેથી કશી પણુ બુરાઇ તેનાથી પેદા થતી નથી; તેમજ બુરાઈ તે તામોશ કરતો નથી. બુરાઇનો સર્વે ઠેકાણે નાશ થાય અને ભલાઈનો ફેલાવો થાય એવી યોજના તેણે તમામ જગતમાં કીધેલી છે. ઇન્સાનની જીંદગીબી એવા નિયમોને તાબે રાખી છે

કે તેથી તે પોતાની મેળેજ બુરાઇ અને અપૂર્ણતા છોડતો જાય, અને ભલાઇ તથા સંપૂર્ણતા ઉપર આવતો જાય.

અશો દાદાર અહુરમજ્દની ઉત્તમ ભલાઇ સમજવાની આપણને જીંદગીમાં વારંવાર તક મળે છે; અને તે સમજ્યે છિએ ત્યારે ભલાઇને વખાણવાની આપણને લાગણી થાય છે; તેમજ વળી ભલાઇથી સુખ અનુભવાય છે, અને બુરાઇથી દુઃખ હાંસલ થાય છે તેથીબી ભલાઇ મુજબ ચાલવાની લાગણી ઇન્સાનોમાં વધતી જાય છે, અને જરથોસ્તી જેવો પાક મઝહબ બુરાઈની રાહ છોડી દેવા અને ભલાઇની રાહ ઉપર આવવા ચાલુ શિક્ષણ આપે છે. એવી બધી અસરોથી આખરે ભલાઈનો સર્વે ઠેકાણે ફેલાવો થશે, અને તમામ બુરાઇ કમજોર અને લાચાર થઇને નાપદીદ થશે. "(આખરે) તમામ જાનદાર ચીજો મોત વગરની થશે તથા અશોઇના શિક્ષણમાં પૂર્વીણ થશે; અને ખોટારૂં તમામ નાશ પામશે.—" (જમયાદ યસ્ત, ક. ૧૨.)



## પ્રકરણ ચોથું

# હસ્તી

## મીનોઇ અને ગેતીક હસ્તી

હસ્તીની ચીજો મૂખ્ય રીતે બે જાતની છે; એક મીનોઇ અને બીજી ગેતીક. જે કોઇ ચીજ શરીરની કોઈ પણ ઇન્દ્રીથી, ગમે એવી મદદ લેવા છતાંબી, જાણી શકાતી નથી તે ચીજ મીનોઈ હોય છે; અને જે કોઇ ચીજ એમ જાણી શકાય તે ગેતીક હોય છે.

મીનોઇ હસ્તીમાં સૌથી મૂખ્ય અશો દાદાર અહુરમઝદ છે. તે તમામ અને સંપૂર્ણ મીનો છે. તેને શરીર કે આકાર કાંઇ નથી; તેથી તે તનની આંખે જોઇ શકાતો નથી, તેમજ બીજી કોઇબી ઇન્દ્રીએ જાણી શકાતો નથી. તેને જાણવાની રીત જુદીજ છેઃ તમામ જગત તેનીજ શકિતથી ટકેલું છે, અને આપણી જીંદગી તેનીથીજ નીભે છે; તેથી જગતમાં તેમજ આપણી જીંદગીમાં તેનાં કામો ચાલુ થતાં રહે છે, તે તપાસી જોઇએ છિએ ત્યારે આપણુને ખુદાનું જ્ઞાન થાય છે. કુદરતનાં કામો તપાસ્તાં અશો દાદાર અહુરમજદની જે શકિતઓ જાહેર આવે છે તે સર્વે મીનોઇ છે.

બીજી અગતની મીનોઇ હસ્તી માણસનું રવાન છે. રવાનને આંખે કોઇબી જોઈ શકતું નથી; તેમજ બીજી કોઈબી ઇન્દ્રીએ ગમે એવી મદદ લઇએ તોબી તે જાણી શકાતું નથી. પણ શરીરમાં રહીને રવાન જે સર્વે કામો બજાવે છે તે ઉપરથી આપણે માણસનાં રવાંનની હસ્તીમાં માન્યે છિએ.

સર્વે ચીજોનાં ફ્રેશહરો એટલે કે તેઓનો સંપૂર્ણ નમુનો દર્શાવતા મીનોઇ અંશો પણ મીનોઇ હસ્તીમાં સમાયલા છે.

જગતની જે કોઇ ચીજો આપણી કોઈ ઇંન્દ્રીથી પાધરી રીતે જાણી શકાય અથવા કોઇ મદદ લેવાથી જાણી શકાય, તે સર્વે ચીજો ગેતીક હોય છે.

ગેતીક હસ્તીમાં આસ્માન અને પૃથ્વીની સર્વે ચીજો સમાયલી છે. સેતારાઓનાં મંડળો, આફ્તાબ, ગૃહો, પૃથ્વી, માહતાબ, અને તેઓ ઉપરની સર્વે ચીજો ગેતીક હસ્તી છે.

---

## મીનોઇ અને ગેતીક હસ્તીની ચીજોનો એક બીજા સાથનો સંબંધ

આપણું રવાન મીનોઇ છે, પણ આપણું તન ગેતીક છે; એ છતાં આ જીંદગીમાં એ બંન્ને જોડા-

થલાં છે. અશો દાદાર અહુરમજદ મીનોઇ છે, અને તમામ જગતની ચીજો ગેતીક છે; તોપણ જગતની તમામ ચીજોમાં ખુદાની મીનોઈ શકિતઓ હંમેશની કામે વળગેલી છે. કુદરતના સર્વે કાયદાઓ મીનોઇ છે; પણ તેઓ કુદરતની મીનોઇ ચીજો સાથે ગેતીક ચીજોમાં પણ કામ કર્યા જાય છે.

કુદરતનાં કામો જો આપણે ધ્યાનથી તપાસીએ તો આપણને તુરતજ સમજ પડે કે આખું જગત અશો દાદાર અહુરમજદની મહાભારત શકિતથીજ ટકે છે. તે શકિત જો તેને ટકાવવા અને ગતી આપવા હાજર ન હોય તો તેમાં તે ગતી કે ટકવાની શકિત રહે નહિ. વળી એ જગતનો કારોબાર સમજીએ તો આપણે પીછાણી શકીએ કે એ જગત કાયદાને આધીન છે અને તેથી તેનું દરેક કાર્ય કોઇ અચુક નિયમને આધીનજ થતું રહે છે. આકાશમાંના ગોળાઓની ગતી અને તેમનો એક બીજા વચ્ચેનો વેગ એ ચોકકસ નીયમોનેજ આધીન છે, તેમની રોશની અને ગર્મી ચોકકસ નિયમોને આધીનજ ફેલાયછે; આપણી આ દુન્યામાં માણસ, જાનવર, વનસ્પતિ, કે પદાર્થની વધઘટ અને કાર્યો સર્વે ચોકકસ નિયમોનેજ આધીન છે. અને અનુભવથી આપણે વધુ જોઇએ છીએ કે દરેક નીયમ ડહાપણની રીતે કાર્ય કરેછે, તેમજ ભલાં કાર્યથીજ જગતમાં વૃધ્ધી થાય છે અને બુરાં કાર્યથી નાશ પેદા થાય છે. એ

સર્વે નીયમો કાંઈ પોતાની મેળે પેદા થયા નથી. તેઓ સર્વે પાક ખુદાની અશો શકિતથી પેદા થયા છે અને ટકે છે.

---

## સત્યની શોધ

આખું જગત અશો દાદાર અહુરમજદની મહાભારત શક્તિથી ટકે છે, તેમાં અશોઇનો કાયદો અમલ ભોગવે છે; તેમાં ફક્ત ભલાઇનીજ ફતેહ મુકરર કરવમાં આવેલી છે; તેમાં દરેક ઠેકાણે ઉત્તમ ડહાપણ નજર આવે છે; એ સર્વે કુદરતનાં કામો તપાસતાં સમજ પડે છે.

એ જ્ઞાન બીજાં શિક્ષણોથીબી મળે છે; પણ કુદરતના પાધરા અભ્યાસથી જે જ્ઞાન મળે છે તે સર્વોત્તમ હોય છે, તેમજ તે ઘણુંજ ફાયદાભરેલું હોય છે. ખુદાના અશો કાયદાઓ અને તેના ઉત્તમ સદગુણો તપાસતા રહિએ તો તેઓ તરફ આપણું મન ખેંચાયા વગર રહે નહિ; જેમ તેઓ ઉપર વધુ વિચાર કરીએ તેમ તેઓને ચાહીને ચાલવાનું આપણું મન વધુ થતું જાય છે.

કુદરતની ગેતીક ચીજોના પરદા પાછળ રહેલી ખુદાની સત્યતા શોધી કહાડવાની દરેક ઇન્સાનની ફરજ છે. તેથી ઉત્તમ મીનોઈ બાબતોનું આપણને જ્ઞાન થતું જાય છે; એથી જેમ આપણામાં સદગુણો ખીલતા રહે છે, તેમ વળી અકકલનું ગોહરબી તેજ બને છે.

કુદરત એક મહાભારત અભ્યાસપોથી છે; તરેહવાર રીતની ગેતીક ચીજોના પાઠો મારફતે તરેહવાર પ્રકારની મીનોઇ રાસ્તી તેમાં શિખવવામાં આવે છે. તેથી એ સત્યતા સોધી કહાડવા અને મેળવવા હરેક ખરો મઝદયસ્ન ઉમેદ કરે છે કે:—

"ઓ અશો, ઘણીજ રાસ્ત, ઘણીજ ફાયદેમંદ, ઘણીજ જ્ઞાની સત્યતા! તું આ દુન્યામાં કેથે હો કે આસ્માનમાં, તું કોઇ દેશમાં હો કે કોઈ દરિઆવમાં, તું વનસ્પતિઓનાં બીજમાં હો કે જાનવરોનાં તોખમમાં, તું આફ્તાબમાં હો કે સેતારામાં કે રોશન બેહુશ્તમાં, (તે સઘળેથી) હમો તને તેડીએ છિએ, (તે સઘળામાં) હમો તને વખાણીએ છિએ, અને તારી મિત્રતા માટે આર્જુ કરીએ છિએ..." (રશ્નુ યશ્તનો સાર.)

---

## પ્રકરણ પાંચમું

# મીનોઇ હસ્તી

### ભલી મીનો હસ્તીઃ અમષાસ્પંદો, યઝદો વગેરે

મીનો હસ્તીના ભલી અને બુરી એવા બે મૂખ્ય વર્ગો છે.

ભલી મીનો હસ્તીમાં ખુદા અને તેની શકિતઓ સર્વેથી ચઢતે દરજ્જે અને સંપૂર્ણ હાલત ભોગવતી હસ્તી છે.

ખુદાઇ શકિતઓમાં જે મૂખ્ય છે તેઓને આપણે 'અમેષ સ્પેન્ત' કહીએ છિએ: 'અમેષ સ્પેન્ત' નો અર્થ 'સંપૂર્ણતા ભોગવતી ભલી અમર્ગ ખુદાઇ શકિત-ઓ' થાય છે.

બીજી ખુદાઇ શકિતઓને આપણે 'યઝતો' કહીએ છિએ: 'યઝતો' એટલે 'આરાધના લાયકની ખુદાઇ શક્તિઓ' એવી મતલબ થાય છે.

બીજી ભલી મીનો હસ્તી તે 'ફ્રેોહરો' અને 'રવાનો' છે.

'ફ્રેોહર' તે દરેક ચીજનો સંપૂર્ણ નમૂનો દર્શાવતો મીનાઇ અંશ છે. એ અંશને લીધેજ દરેક ચીજને કુદરતના માર્ગ ઉપર આગળ વધવાનું બની શકે છે.

'રવાન' તે આપણામાં પ્રગટ પડતી મીનોઇ હાલત છે, જેને આપણે 'હું' કહીને ઓળ-ખાવ્યે છિએ.



## પ્રકરણ છ ઠું

# અમષાસ્પંદો:

### અહુરમજ્દ

આપણે છેલ્લાં પ્રકરણમાં જોયું તેમ 'અમેષ સ્પેન્ત' એ નામનો અર્થ 'સંપૂર્ણતા ભોગવતી ભલી અમર્ગ ખુદાઇ શકિતઓ' થાય છે. પાક અવસ્તામાં એમને ચોક્કસ ગુણો લગાડેલા છે: જેમકે 'યવએ જી' યાને 'હંમેશ જીવનાર,' 'યવએસૂ' યાને 'હંમેશ ફાયદો આપનાર,' 'હુક્ષથ્રા' યાને 'રૂડી શકિત ધરાવનાર તેમજ રૂડી રીતે રાજ્યઅમલ ભોગવનાર,' 'હુધાઓં-ધ્રહો' યાને 'રૂડી બક્ષેશો આપનાર,' વીગેરે. આપણા પવિત્ર રાહબર અશો જરથોશ્તનાં અસલ ધર્મ-મત મુજબ તેઓ પાક ખુદાનાં ગુણો અને શક્તિઓનાં નામો છે, જોકે પાછલાં લખાણોમાં તેમને કંઇક અંશે અલગ શક્તિઓ ગણી છે, અને તેથી તે પાછલાં મત મુજબ દરેકને કુદરતની જુદી જુદી ચીજો ઉપર ખાસ મુવક્કલ ગણેલી છે: જેમકે બહમનને ગાય ગોસ્પંદો ઉપર, અરદી બેહેસ્તને આતશ ઉપર, શહેરેવરને ધાતુ પદાર્થ ઉપર, અસ્પંદાદને ધર્તી ઉપર, ખોરદાદને પાણી ઉપર, અને અમરદાદને વનસ્પતી ઝાડપાન ઉપર. તોપણ પવિત્ર પેગામ્બર અશો જરથોશ્તનાં અસલ ધર્મ-મતને અનુસરતું એમનું ટુંક બ્યાન નીચે આપવામાં આવ્યું છે.

અમષાસ્પંદોમાં મુખ્ય, અશો ખુદાનું સૌથી વધુ માન પામેલું નામ 'અહુરમજદ' છે. એનો અર્થ 'બુલન્દ દાનેશ ધરાવનાર હસ્તીનો સાહેબ' થાય છે. દાનેશ એ પરવરદેગારનો સર્વોતમ અને સર્વોપરી સદગુણ છે.

ડહાપણથીજ ખુદાએ આખું જગત યોજ્યું છે. ડહાપણથીજ ખુદા જગત ઉપર રાજ્ય ચલાવે છે. અને જગતની સર્વે ચીજોમાં ખુદાનું ઉત્તમ ડહાપણ જણાઇ આવે છે.

બુલન્દ આસમાનમાં સુંદર સેતારાઓ, આફતાબ, ગ્રહો અને માહતાબ, એઓની બનાવટ અને યોજના મહાભારત અને સંપૂર્ણ ડહાપણથી ભરેલી છે; જમીન ઉપર દમામદાર પાહડો અને રંગીન તથા અજાયબીથી ભરપુર જંગલો અશો દાદાર અહુરમજદનાં બુલન્દ ડહા-પણની ગવાહી આપે છે; વહેતી નદીઓ, શાંત સરો-વરો અને ધમધમતા ધોધો એજ ડહાપણ જાહેર કરે છે; વિશાળ મેદાનો અને મહાન દરિઆવોમાં એજ ઉત્તમ ડહાપણ નજરે પડે છે; જન જાનવરો અને પક્ષી પંખેરાંઓની જીંદગી એજ ડહાપણ ઉપર રચાઈ છે; અને આપણાં અજાયબ કરામતથી સરજાયલાં એકલાં ફકત શરીરમાંજ ખુદાનાં બુલન્દ ડહાપણની ઘણીએક ઉતમ ગવાહીઓ મલી આવે છે.

દુન્યાનો કારોબાર તેમજ માણુસની જીંદગી પણ ઉત્તમ ડહાપણની રીતિઓ ઉપરજ રચાયલાં છે.

વળી અશો દાદાર અહુરમજદ અનન્ત જગતની હરેકે હરેક ચીજની તમામ અને ખરી હકીકત જાણે છે, તથા તેની પૂરેપૂરી તવારીખથી તે માહીતગાર છે. તે ગયા વખતનું, હાલના વખતનું અને આવતા વખતનું સંપૂર્ણ જ્ઞાન ધરાવે છે. અને તેની મીનોઇ નજરમાં તમામ રાસ્તી પ્રગટ પડે છે.

આવું અદભુત ડહાપણ ખુદા ધરાવે છે. ડાહયામાં ડાહયા માણસનું ડહાપણ એ ડહાપણ આગળ કાંઇબી ગણત્રીમાં નથી. ત્યારે ખુદાની સેતાયશ જેટલીબી કર્યે તેટલી સર્વે થોડી છે.

---

## વોહુ મનો

બીજી મહાન ખુદાઇ શકિત તે 'વોહુ મનો' એટલે ભલું મન છે. અને ખરેખર અશો ખુદાની એ શકિતની ભલાઈ કેટલી બધી છે! એ ભલાં મનથીજ તેણે આપણને જોઇતી દુન્યાની ચીજો પેદા કીધી છે; એ ભલાં મનથીજ તેણે આપણને આવું ઉપયોગી શરીર બક્ષ્યું છે; એ ભલાં મનથીજ આપણાં ગુજરાન તથા સુખનાં સર્વ સાધનો તેણે તૈયાર રાખી મુકયાં છે; એ ભલાં મનથીજ તે રાત અને દહાડો આપણું રક્ષણ કરે છે; એ ભલાં મનથીજ દુન્યાની તમામ ચીજોની રાહબારી થાય છે. ટુંકમાં કહીએ તો જગતમાં જગેજગ

ખુદાનું જે 'ભલું મન' નજર આવે છે તે 'વોહુ-મનો'જ છે.

---

## અષ વહિશ્ત

જગતની તમામ ચીજો ઉપર ખુદાઇ કાયદો અમલ ભોગવે છે; અને કુદરતની સર્વે ચીજો એ કાયદાને અનુસરીને સુધારા વધારા માટે ઉદ્યોગ કરે છે. એ કાયદો તે 'અષ' અથવા 'ઉત્તમ સંપૂર્ણતાનો કાયદો' છે.

વળી જે કાંઇ ઉત્તમ અને સંપૂર્ણ કાયદા મુજબનું હોય તે પવિત્ર હોવું જોઇએ; તેથી 'અષ' પવિત્રતાની બુલન્દ ખાસ્યત ધરાવે છે.

એ પવિત્રતા ખીલવવાનું કામ તમામ જગતમાં 'મીનોઇ આતશ' (Energy) બજા લાવે છે; અને એ 'મીનોઇ આતશ' થીજ તમામ બાકી જીંદગી નીભે છે, અને આગળ વધે છે; અને એથીજ સર્વે ચીજોની દોરેસ્તી ટકી શકે છે.

એ 'મીનોઇ આતશ'ને 'અષ વહિશ્ત' અથવા 'અર્દીબહેસ્ત' કહેવામાં આવે છે; કેમકે પવિત્રતા ટકાવવાનું અને ખીલવવાનું જે કામ તે બજાવે છે તે કામ 'અષ' નુંજ છે.



## ક્ષથ્ર વઇરિય

તમામ જગત ‘ અષ ’ ના કાયદાના રાજ્યઅમલ હેઠળ છે. એ રાજ્યઅમલ ટકાવનાર શકિતને ‘ ક્ષથ્ર વઇરિય ’ એટલે ‘ ( રૂડી ) મરજી અચુક બજા લાવનાર પાદશાહી શકિત ’ કહેવામાં આવે છે. એ શકિતના અમલ અને જોરથી તમામ જગતમાં ‘ અષ ’ ફત્તેહ મેળવે છે; અને ‘ અષ ’ ને તાબે ચાલતા જગતના સર્વે કાયદાઓ પોતાનું કામ કશીબી ચુક વગર બજાવતા રહે છે.

એજ પાદશાહી શકિતને જોરે હંમેશાં રાસ્તી અને સત્ય ફત્તેહમંદ નિવડે છે; જ્યારે ખોટારૂં આયંદે હાર પામે છે. એજ શકિતના અમલથી પવિત્રાઇ અશો સંપૂર્ણતા તરફ લઇ જાય છે, તથા દોરોસ્તી અને સુખ મેળવી આપે છે; જયારે બુરાઇ અપૂર્ણતા તરફ ઘસડી જાય છે, અને બીગાડ તથા દુ:ખ હાંસલ કરાવે છે.

---

## આરમઇતિ

ખુદાની પાદશાહી શકિતથી જગતમાં સર્વે ઠેકાણે અશોઇનો કાયદો અમલ ભોગવે છે; તેથી આખાં જગતમાં ‘ આરમઇતિ ’ એટલે ‘ અશો નિયમિતા ’ નજર આવે છે. જયાં જોઇએ ત્યાં કુદરત એકજ ચાલુ અને

અચુક નિયમથી કામ કરે છે. તેનાં કામો ઘડીમાં એક રીતનાં, તો ઘડીમાં બીજી રીતનાં, એવાં હોતાં નથી. એ અશો 'નિયમિતા' થીજ આપણને પકકો ભરોસો છે કે અશોઇનો કાયદો હંમેશાં પોતાનો નિયમ ટકાવી રાખશે; અને હંમેશાં ભલાઇને ફત્તેહ અને બુરાઇને હાર મલતી રહેશે.

---

## હઉર્વતાત્ અને અમૃતાત્

ખુદા અશો સંપૂર્ણતા પૂરેપૂરી ભોગવે છે, તેથી તેની હાલત તમામ મીનોઇ રોશનીથી ભરેલી છે. અનન્ત આસ્માન ( Infinite Space ) અને અનન્ત વખતનું એને પૂરેપૂરૂં ભાન અને જ્ઞાન છે. દરેકે દરેક ચીજ દરેકે દરેક વખતે તે જોઇ શકે છે અને જાણી શકે છે.

આ બુલન્દ હાલતોને 'હઉર્વતાત્' એટલે 'સર્વતા' અને 'અમૃતાત્' એટલે 'અમર્ગી' કહેવામાં આવે છે. એ હાલતો સંપૂર્ણ જ્ઞાનવાળી અને સંપૂર્ણ સુખવાળી હાલતો છે. તેથી હરએક ઇન્સાન જે ભલાઇમાં આગળ વધતું જાય છે તે એ હાલતોની નજદીક પહોંચતું જાય છે.



## પ્રકરણ સાતમું

# યજતો

### આદર અને આવાં

આગળ જણાવેલી શકિતઓ સર્વોપરી છે. એઓમાં સમાયલી ખાસ શકિતઓને ખાસ નામોએ ઓળખવામાં આવે છે, અને તેઓને 'યજદ' એટલે 'આરાધના લાયકની ખુદાઇ શકિતઓ' કહેવામાં આવે છે.

'આદર' એક મુખ્ય યજત છે. એ બાકી ચીજોને સફાઈ, દોરોસ્તિ તથા પવિત્રાઈ આપે છે. શારીરિક જીંદગીને ટકાવનાર તથા ઉધારનાર ખુદાઇ શક્તિ એ છે. તમામ ગેતીક ચીજો એનીથીજ પોતાનું અખંડ-પણું જાળવી શકે છે.

દુન્યાની આબાદી કરનાર અને તેને પવિત્રતાની રાહે આબ અને ખૂબસૂર્તી આપનાર 'આવાં' યજત છે. એ ય તને અવસ્તામાં 'અર્દ્‌વીસૂર અનાહિત' એટલે 'ઉંચા દરજ્જાની, સૂરી, અને ચિંતા કે આંકોશ વીનાની પવિત્ર આજાદી' કહેવામાં આવીછે. એનીથી સર્વે ગેતીક ચીજોમાં આબાદી, ખૂબસૂર્તી, અને નૂરાની પેદા થાય છે.

---

### ખોર્શેદ અને માહ

'ખોર્શેદ' એ રોશનીનું મુળ અને ઝરો છે. આ જમીન ઉપરની તમામ બાકી જીંદગી એનીથી નીભે

છે. એની રોશનીથી જાન્દારોને કામ સુજ પડે છે. બુરાઇને ઉત્તેજન આપનાર અંધકાર અને સર્વે પ્રકારની ગલીચી એનીથી નાશ પામે છે.

'માહ' યજત રાતના ભયંકાર અંધકારને ઓછો કરે છે. બહોળા દરિઆવનાં પાણીના મહાન જથ્થાને એ ગતી આપે છે; તેથી તેમાં ભરતી અને ઓટ થતાં રહે છે; અને તેનાં પાણીઓ સાફ અને તંદરોસ્તી આપનાર થાય છે; તથા સુંદર તાજગી આપનાર લહેકીઓ પેદા થાય છે.

---

## તીર અને ગોશ

'તીર' એ મિનોઇ ઝલકાટ તથા પવિત્ર ખોરેહનો પ્રવાહ તથા આબાદીનું મૂળ છે, અને તેથી તે વરસાદ પાણીને ફેલાવનાર અને દુન્યાને ફળદ્રુપ, ખુશાલ, અને આબાદ બનાવનાર ગણાયલો છે.

'ગોશ' એ 'જનજાનવરોને તંદરોસ્તી આપનાર, ટકાવનાર અને સુખ આપનાર' શક્તિ છે.

---

## મેહેર, સરોશ, અને રશ્નુ

'મેહેર' એ 'દાદ–ઇન્સાફ' તથા 'ચાહ અને વ્હાલ'ના સદગુણોને અમલમાં મુકે છે. 'રાસ્તી'

અને 'પ્રમાણીકપણું' ને એ ટકાવે છે. 'વફાદારી,' 'જવાબદારી' અને 'બુરાઇ સામે સંભાળ' જેવા સદગુણોને એ નિભાવેછે.

'સરોષ' 'રાસ્ત રાહે ચાલવાની પાક લાગણી' પેદા કરે છે. પાછલા વિચાર પ્રમાણે પવિત્ર ઇન્સાનોને સંભળાતો એ પાક લાગણીનો ખુદાઇ અવાજબી એજ છે. સરોશયંતો અને પરહેજગાર ઇન્સાનો સરોષથીજ ઉંચું જ્ઞાન હાંસલ કરીને લોકોને શિખવે છે.

'રશ્નુ'નો અર્થ 'સત્યતા' થાય છે. ખુદાનાં પાક સત્યની સર્વે ઠેકાણેની હાજરી એ દર્શાવે છે. ઇન્સાનોને દરેક પ્રકારનાં સત્યની શોધ કરવા માટે એ ઉસ્કેરે છે.



## ફર્વર્દીન, બેહરામ, વગેરે

'ફર્વર્દીન' દરેક ચીજનો સંપૂર્ણ નમુનો જાહેર કરતી અને તે મુજબ ઇન્સાનોને સીધે મારગે દોરવનાર શકિત છે. જગતની ચીજોમાં જે કાંઇ કુદરતી છે તે એનીથી ટકે છે.

'બેહરામ' પવિત્ર ઇન્સાનોને ફતેહ મેળવી આપે છે અને બુરાંઓને નુકસાનનો નતીજો મેળવી આપે છે.

'રામ' એ રૂડા ઉદ્યમથી પેદા થતી ખુશાલી છે.

'ગોવાદ' એ સુખ સંપજનો પ્રવાહ અને આબાદીનો ફેલાવનાર છે.

'દીન' એ 'જીગરનો કાયદો' "ખરૂં ખોટું પીછાનવાની શક્તિ, તેમજ 'ચાલચલણ દોરવનાર ડહાપણ' છે.

'અષિશવંધ,' એ પવિત્રતાપણાનો ઉંચો ગુણ તથા 'ખૂબસૂર્ત, નીતિમાન, અને આશીશો આપનારી પરહેજગારી' છે.

'આસ્તાદ,' એ સત્યતા છે.

'આસ્માન,' એ જગત મંડળ છે.

'ઝમીયાદ,' એ ખોરેહનાં સ્થાનોનો સમુહ છે.

'મારેસ્પંદ' એ વૃધ્ધી કરનારા માંથ્રો છે.

'અનેરાન' એ અનન્ત રોશની છે.

---

પ્રકરણ આઠમું

# સેતાયશની ચીજો

## ભલી મીનોઈ શાકતઓની સેતાયશ

ભલી મીનોઇ શકિતઓનું થોડુંક બ્યાન ઉપર આપવામાં આવ્યું છે. તે ઉપરથી માલમ પડે છે કે જગતમાં ભલાઇને અનુસરતી હાલતો પેદા કરવા વાસ્તે તેઓ ચાલુ ઉપોગમાં મચેલી છે. એટલા થકી એ

શક્તિઓને પાક માજદયસ્ની જરથોસ્તી દીનમાં સેતાયશ લાયકની ગણુવામાં આવી છે. તેમાં એઓનાં રૂડાં કામોનો આપણે અભ્યાસ કર્યે છિએ, તેઓની આપણે વખાણુ કર્યે છિએ, અને તેઓની રાહ ઉપર ચાલવાનો ઠરાવ કર્યે છિએ, કેમકે એ મુજબ ચાલવાથીજ આપણે રાસ્તી અને સુખની હાલતમાં આવી શકયે.

દાખલા તરીકે 'અહુરમઝદ'ની સેતાયશ કરતાં ઉતમ ડહાપણુ સંપાદન કરવાનો ઠરાવ કરવો જોઇએ અને તે ઠરાવને અમલમાં મુકવાની કોશેશ કરવી જોઇએ. 'બહમન'ની સેતાયશ કરતાં સદગુણુ સંપાદન કરવાનો 'અષ વહિશ્ત'ની સેતાયશ કરતાં ઉતમ અશોઇ સંપાદન કરવાનો, 'ક્ષથ્ર વઇરીચ' ની સેતાયશ કરતાં રૂડી સતા મેળવી તેનો રૂડો ઉપયોગ કરવાનો ઠરાવ કરવો જોઇએ તેમજ તે ઠરાવને અમલમાં મુકવાની કોશેશ કરવી જોઇએ, વગેરે.

વળી એઓ સર્વે અશો અહુરમજદનીજ શકિતઓ છે. તેથી એઓની સેતાયશ તે અશો અહુરમજદનીજ સેતાયશ છે. એઓની વખાણુ તે અશો અહુરમજદનીજ વખાણુ છે. એઓનું નમન તે અશો અહુરમજદનુંજ નમન છે. એઓ સન્મુખ જે આપણા નેક ઠરાવો કરીએ તે ખુદ અશો અહુરમજદ સન્મુખજ રજુ કરીએ છીએ. એઓને જે આપણી પવિત્ર લાગણીઓ દર્શાવીએ

તે ખુદ અશો અહુરમજદનેજ દર્શાવીએ છીએ. અને તેથીજ, દાખલા તરીકે, મેહેર યશ્તમાં અશો દાદાર અહુરમજદે કહ્યું છે કે :-"ઓ સ્પિતમ! તમામ જગતને જોડનાર મેહેર યજતને મારા જેટલોજ જશ આપવા લાયકનો, મારા જેટલોજ આરાધના કરવા લાયકનો, અને મારા જેટલોજ મનન કરવા લાયકનો મેં ઠરાવ્યો છે." (મેહેર યશ્ત, ફ. ૧.)

---

## નુરમંદ ચીજોનો કેબલો

આપણુ માજદયસ્નીઓ કુદરતની બુલન્દ અને નુરમંદ ચીજોનો કેબલો કર્યે છિએ, તેથી આપણે કંઇ એ ચીજોની પરસ્તેશ કરતા નથી; પણ એ ચીજોમાં ખુદાની જે મહાભારત શકિતઓ કામે વળગેલી છે અને આપણા વાસ્તેની ખરા ફાયદા ભરેલી રીતિઓ ટકાવે છે, તે ખુદાની રૂડી શકિતઓની પરસ્તેશ અને સેતાયશ કર્યે છિએ.

જ્યારે ખુદાની બંદગીજ કર્યે ત્યારે તો તેને આપણી હાજરનાજર સમજીને ખરાં દિલે તેની પરસ્તેશ કરવી જોઇએ; અને ખુદા હર કોઈ જગ્યામાં હાજર છે, એટલે બંદગી કરનાર પોતાના પરવરદેગારને હર કોઇ જગ્યાએ ભજી શકે છે; પણ જ્યારે ખુદાનાં ભલાં અને હેરત ભરેલાં મહાન કાર્યોને આપણી તનની આંખેથી જોઇએ

ત્યારે તો આપણી બંદગીભરી લાગણીઓ ખચ્ચીતજ ઉશ્કેરાય, અને ટેકો મેળવે.

દાખલા તરીકે જ્યારે 'આતશ' કે 'ખોર્શેદ' નો કેબલો આપણે કરીએ છીએ ત્યારે એ નુરમંદ ચીજોના પ્રકાશથી આપણું મન રોશન થાય છે અને આપણાં તનને રાહત અને ખુશાળી પેદા થાય છે, તેમજ આપણા ખ્યાલો ઉંચ પ્રકૃતિ તરફ દોરવાય છે.

એ પ્રમાણે આપણે સાધારણ રીતે આતશ યા ખોર્શેદનો કેબલો કર્યે છિએ, તેનું કારણ એજ છે કે એઓ નુરમંદ અને ખચ્ચીતજ મનઆકર્શીત છે, તેમજ વળી એઓ વિષે આપણે વાંચી ગયા છિએ કે એઓથી તમામ ગેતીક જીંદગી નીભે છે. અને આપણા વિદ્વાનોએ સારી પેઠે જાણી લીધું છે કે જગતની ચીજો જે શકિતઓથી નીભે છે તે સર્વે શકિતઓને 'ગર્મી'માં ફેરવી શકાય છે; એટલે તેઓ સર્વે મીનો ગર્મીનાં રૂપો છે. એ મીનો ગર્મી તે અશો અહુરમજ્દની પવિત્ર શકિતઓનીજ ક્રિયા છે; અને એ મીનો ગર્મી આતશ તથા ખોર્શેદમાં પ્રગટ પડે છે, તેથી તેઓ સનમુખ જગતના રૂડા કારોબારની વખાણ કરવામાં આપણે તદનજ વાજબી છિએ. અને એ રૂડા કારોબારનું મુળ કારણ ખુદા છે; તેથી એ વખાણ સાથેની ખુદાની સેતાયશ અને પરસ્તેશ કરવામાંબી આપણે સારૂંજ કર્યે છિએ.



## પ્રકરણ નવમું

# બુરી હસ્તી

બુરી મીનોઈ હસ્તી 'અંગ્ર મઇન્યુ' એટલે 'ભૂડી મીનોઇ વળણુ' ને તાબે છે. તેથી જગતમાં જે સર્વે બુરાઈ જાહેર પડે છે, તેનું મુળ એ 'ભુડી મીનોઇ વળણુ' છે.

જેમ ભલાઈથી સુધારો, દોસ્તી, ખૂબસૂર્તી, મોટાઇ અને સુખ પેદા થાય છે; તેમ બુરાઈથી એથી ઉલટી હાલતો પેદા થાય છે. ઉતરતી જતી હાલત, શારીરિક બીગાડ અને પાપ અથવા મીનોઇ બીગાડ, એ સર્વે એવી હાલતો છે.

'બુરા વિચાર,' 'કાયદા વગરનું ફાંટાવાળુ મન,' 'શેકસ્તે હાલત,' 'ગેરઇન્સાફીપણું,' 'અજ્ઞાનપણું,' 'રવાનની અંધકારભરી હાલત,' 'જુઠાણું,' 'ખોટાઇ,' અને 'ઠગાઇ' એ સર્વે બુરાઇઓ અને બુરી શકિતઓ છે.

જ્યારે ઇન્સાનોમાં બુરી શકિતઓ જોર મેળવે છે, ત્યારે તેઓમાં રવાનનો બીગાડ અને કંગાળ્યત તથા શારીરિક નાશ અને દુઃખ દરદો પેદા થાય છે. વાસ્તે બુરાઈનો નાશ કરવામાં ઈન્સાનનો ફાયદો અને સુખ સમાયલાં છે.

પવિત્ર ગાથામાં અશો જરથોશ્ત સાહેબે નીચે મુજબ કહ્યું છે કેઃ—

" ઓ ખોટો દેખાવ કરનારી અને આડે રસ્તે ઉતારતી બુરાઇઓ ! તમો સર્વે ભૂંડાં મનની ઓલાદ છેઓ. જે કોઇ તમોને ઘણોજ જશ આપેછે અને તમોને ઘણોજ ભજેછે તે ભમતાં મનનો અને ખોટા-ઇને લગતો, તથા ઉંધી બૂદ્ધિનો અને ગુમરાહીથી ભરપૂર ( થઈ પડે છે; કેમકે ) જે ખોટા ખ્યાલો અને આડે રસ્તે ઉતારનારાં શિક્ષણોને લીધે તમો આએ દુન્યાના કેશ્વરમાં જાણીતી થઇ રહેલી છેઓ તેને અનુ-સરીને તે ચાલે છે, અને તેનો તે ફેલાવો કરે છે.

" અને તમો મનને ઘણીજ ગુચવણોમાં નાખી દેવો છો; અને તેથી ઇન્સાનોને ખરાબમાં ખરાબ હા-લત ઉપર લાવી નાખો છો; અને તેઓ તેથી ખોટા દેખાવ કરનારી અને આડે માર્ગે ઉતારતી બુરાઇને ચાહનારા તથા પવિત્ર વ્હાલ, સદગુણ, અને નેક મન-શ્નીને તરછોડનારા ગણાય છે; અને મહાન દાનેશમંદ ખુદા અહુરમજ઼દનાં બુલન્દ ડહાપણની તથા અશોઈના માર્ગને લગતા અચુક અને પવિત્ર કાયદાની સામે જવાને લીધે તે લોકો પોતઃ ઉપર ગંભીર પ્રકારનું નુકસાન લાવી નાખે છે.

" એવી રીતે તમો ઇન્સાનને ભૂલથાપ આપીને રૂડી જીંદગી અને હંમેશગીની સંપૂર્ણ જ્ઞાનવાળી ખ્હે-

રતી હાલતથી દૂર કરોછો; અને ભુંડાશ ભરેલી મીનોઇ વળણુ તે પાપી ઇન્સાન ઉપર ગાલેબ થાય છે; અને ભુંડા વિચાર, ભુંડાં વચન, અને ભુંડાં કામે કરીને તમો ખોટો દેખાવ કરનારી અને આડે માર્ગે ઉતારતી બુરાઇઓ ઉપર ચિત્ત લગાડવા તેને તે ઉશ્કેરે છે."

(યસ્ન ૩૨, ફ. ૩–૫.)

---

પ્રકરણ દશમું

# ગેતીની પેદાયશો

## ગેતીની પેદાયશોનો સાહેબ દાદાર અહુરમજ્દ છે

અશો દાદાર અહુરમજ્દ જણાવે છે કે: "પેલુ બુલન્દ, રોશનીમાં ચકચકીત થયલું, અને ઘણુંજ ખૂબસૂરત આસમાન હું ટકાવી રાખુંછું. આ પૃથ્વિની તમામ આસપાસ તે ફેલાઇ રહ્યું છે; અને મીનોઇ બનાવટથી ઝકઝકતા અને સુંદર સેતારાઓમાં તે સજ થયું છે. મિત્રાચારી, ઇન્સાફ, સત્યતા, તથા રૂડી અને માન ભરી ફરજ અને નિયમિતપણાના કાયદાઓ મુજબ હું તેને ચલાઉં છું. અને તેના છેડા કેઠે પણ દિસ્તાજ નથી.

"આ બહોળી પૃથ્વિ પણ હું ટકાવી રાખુંછું. તે ઘણી સુંદર ન્યામતોની ઉપજાવનાર છે. તે તમામ

શારીરિક હસ્તીને, જીવતી કે મુવેલી (હાલતમાં) લઇ ફરે છે. તેની ઉપર બુલન્દ પર્વતો લીલોતરીમાં સણગાર પામેલા, તથા પાણીના ઝરાઓમાં તર થયલા, પોતાનાં સર ઉંચકી ઉભા છે. તેની ઉપર વહેતી નદીઓ અને નાળાંઓ પોતાનો માર્ગ લે છે. અને તેની ઉપર જાન્વરો અને માણુસોનાં પોષણુ વાસ્તે જાતજાતનાં ઝાડપાનો અને વનસ્પતિઓ ઉગી નિકળે છે"—(ફ્ર્વર્દીન યશ્ત, ફ. ૨–૩ તથા ૯–૧૦.)

---

## ગેતીની પેદાયશના તબકકાઓ

ગેતીની સર્વે પેદાયશો પાક દાદાર અહુરમજ્દની મહાભારત શકિત તથા હુન્નરથી પેદા થઇ છે; પણ જે સર્વે પેદાયશો હાલ આપણા જોવામાં આવે છે તેઓ સર્વે અસલથી એકદમજ પેદા થઇ ગયલી નથી.

'બુન્દહેશ્ન્' (પ્રક. ૧, ફ. ૨૮) અને 'દીન્કર્દ' (પ્રક. ૧૨૩) વગેરે કહે છે કે પહેલે આસ્માન, પછી પાણી, પછી જમીન, પછી ઝાડપાન, પછી જાન્વરો, અને છેલ્લે આદમી પેદા થયાં. અને હાલની વિદ્યા વધુ ખુલાસાથી કહે છે કે અસલ સાદાં રૂપમાંથી ખુદાઇ કાયદાઓએ કીધેલા ફેરફાર મુજબ બાકી દુન્યા હાલનાં રૂપમાં આવી છે.

---

## ૪૪

## આસ્માન

ખાકી દુન્યાનાં જે પેહેલાં રૂપનો આપણે ખ્યાલ કરી શકયે તે ઘણુંજ બારીક હવાઇ રૂપ છે. તેમાંથી પરવરદેગારની મહાભારત શકિતથી આસ્માનમાં ફરતા ગોળાઓનાં મંડળો પેદા થયાં.

એ ગોળાઓમાં મુખ્ય સેતારાઓ છે. તેઓમાંનો દરેક આપણા ખોર્શેદ જેવો ખોર્શેદ છે. એમાં આપણો ખોર્શેદ આપણી દુન્યાથી સવાનવ કરોડથીબી વધુ માઇલ દૂર છે; પણ આપણાથી સૌથી નજદીકના સેતારાઓબી એથી લખ્ખો ગણા દૂર છે, તેથી સેતારાઓ સાથની સરખામણીમાં તો આપણો ખોર્શેદ આપણી ઘણો નજદીક છે, અને તેથી તે આટલો મોહટો, ગરમ, અને ઝળકતો દેખાય છે.

ખોર્શેદ પોતાની આસપાસ ફરતા ગોળાઓનું મંડળ ધરાવે છે. એ ગોળાઓને ગ્રહો કહેવામાં આવે છે.

ગ્રહોને જાતી રોશની હોતી નથી; પણ ખોર્શેદની જાતી રોશની તેઓ પર પડવાથી માહબખ્તારની માફક તેઓ રોશનીવાળા દેખાય છે.

ગ્રહો આસપાસ એક યા વધુ ચંદ્રોના ગોળાઓ ફરે છે.

આપણી પૃથ્વિ એક ગ્રહ છે, અને માહબોખ્તાર તેની આસપાસ ફરતો ચંદ્ર છે.

એ સર્વે ગોળાઓ અનન્ત આસ્માનમાં, કશાબી દેખાઈતા ટેકા વગર, અધ્ધર ફરતા રહે છે; એક અંદર એક એવી સંખ્યાબંધ ગતિઓમાં તેઓ ફરે છે; એટલું છતાં તેઓને ટકાવનાર ખુદાની શકિત એવી મહાભારત છે કે તેઓ પોતાના માર્ગમાં જરાબી ચુક કરતા નથી.

---

## પાણી, જમીન, અને ઝાડપાન

વિદ્વાનોમાં એવું માનવામાં આવે છે કે સર્વે આકાશી ગોળાઓ અસલ બળતા અને રોશ્નીવાળા હવાઈ પદાર્થના જથ્થાઓ હતા; અને આપણી પૃથ્વી પણ તેથી અસલ એવો જથ્થો હતી. તે ઠંડી પડતી જતાં તેણે પ્રવાહી રૂપ લીધું: અને બનવા જોગ છે કે તે સાથેજ તેમાંથી વાતાવરણનું પડ છુટું પડયું. એથી વધુ ઠંડી થતાં પ્રવાહી રૂપમાંથી નકકર પદાર્થ છુટો પડયો. અને તે સાથે પૃથ્વિ ઉપરનો પાણીનો મહાન જથ્થો પણ છુટો થયો. અને પૃથ્વિનું નકકર પડ ખાકી જીંદગી ટકે એટલું ઠંડું થયું ત્યારે તે ખાકી જીંદગી પણ પ્રગટ થવા માંડી.

જમીનનું ઉપલું પડ ઠંડું થતાંજ દાનેશમંદ ખુદા અહુરમજદની કોઈ અજબ કરામતથી તેમાં જાતજાતની વનસ્પતિઓનાં બીજ પેદા થયાં; અને એ

બીજોની અંદરથી સુંદર, રંગારંગ, અને જમીનને શોભા આપનારા ઘાસપાલા, વેલા, છોડવાઓ, અને ઝાડપાનો ઉગી નિકળ્યાં.

---

## જાનવરો

માણુસ શારીરિક હસ્તીમાં આવે તે આગમચ તો આસ્માનને તમામ સણુગાર મળી રહ્યા હતોઃ સુંદર તારાઓ, ઝળકતા આફ્તાબ, શાંત દેખાવની રોશ્નીવાળા ગૃહો, તથા ઠંડી રોશ્નીના માહતાબ વગેરેથી તેને સણુગારવામાં આવ્યું હતું.

એજ મુજબ પૃથ્વિને પણુ આગળથી સણુગાર આપવામા આવ્યો હતો; પહાડો, દરિઆવો, નદી નાળાંઓ, અને પુલપાનોથી જમીનને બગીચા મિસાલ બનાવી દેવામાં આવી હતી.

પૃથ્વિને એથીબી વધુ ખુશ્નુમા અને આનન્દી બનાવી દેવા થકી વનસ્પતિની પેદાયશ પછી જાનવરોની પેદાયશ થઇ. અને જાતજાતનાં અને ઉપ્યોગી પશુ પક્ષીઓ તથા સુંદર અને નાજુક પંખી પંખેરાંઓથી દુન્યાને જીંદગીના અવાજથી ગાજતી કરી મુકવામાં આવી.



# ૪૭

## માણસ જાત

કુદરતને બહાર એમ ખીલી રહેવા પછી આદમ-જાદ હસ્તીમાં આવ્યું; અને પોતાનું તારણ કરવા માટેની શારીરિક જીંદગીની મહાભારત લડાઇની શરૂ-આત તેણે કીધી. એ લડાઇની સર્વે સામગ્રીઓ પૂરી પાડવાનાં સાધનો કુદરતે તૈયાર રાખી મુકેલાં હતાં; પણ તે સાધનો મેળવવા વાસ્તે ઇન્સાને મહેનત લેવા-ની હતી.

જીંદગીનાં કાર્યો ઉપર કાબુ રાખવામાં અને તેઓને દોરવવામાં ઇન્સાને અકકલ વાપરવાની હતી; અને તે વાસ્તે જે સર્વે ચીજો તે અનુભવે તેનું તેણે ભાન રાખવાનું હતું.

એ સઘળાં વાસ્તે કુદરતે માણસને અજાયબ કરામત ભરેલું શરીર બક્ષ્યું. શરીરની જે ઇન્દ્રીઓથી-જીંદગીની ચીજોનો અનુભવ થાય છે તેઓ સર્વે હેરત ભરેલી છે. ચામડીથી નરમ અને સખત, ગરમ અને ઠંડું એવા ચીજોના ગુણો સમજી શકાય છે; કાનથી હજારો જાતનાં અવાજો સમજી શકાય છે; જીભથી હજારો સ્વાદો માલમ પડે છે; નાખથી હજારો વાસ પિછાની શકાય છે, અને આંખથી હજારો રંગો પરખાય છે. એ કામ તેઓ કેમ બજાવે છે તે ઘણુંજ હેરતભરેલું લાગે છે.

ઇન્દ્રીઓ જે ચીજોના ગુણો દર્શાવે છે તે સર્વેનું ભાન ભેજાંની મદદથી થાય છે. ભેજાંની બનાવટ દેખાઇતી તદનજ સાદી જણાય છે. પણ તે તો ખરેખરજ અજાયબીથી ભરપુર છે. ઇન્દ્રીઓ જે તરેહવાર ચીજોના સંખ્યાબંધ ગુણો તેની સનમુખ ધરે છે, તે સઘળાને તે બરાબર ગોઠવે છે, અને અનુભવેલી ચીજોના આબાદ આકારો અને ગુણોનું માણસને ભાન કરાવે છે. એટલે ભેજાંની મદદથીજ દુન્યાની ચીજોનો ઇન્સાનને અનુભવ થાય છે, અને તેથીજ તે કોઇબી ઉપયોગી કાર્યો કરી શકે છે. ભેજાં વગર કોઇબી કાર્યો તેનીથી થઇ શકે નહિ.

જ્યારે આવું અજાયબી ભરેલું શરીર ઇન્સાનને કુદરત તરફથી મળ્યું છે, ત્યારે તેની ફરજ છે કે તેની જતન લેવી, અને તેનો જે સારો ઉપયોગ કરવાનો છે તે કરવો.

---

## પ્રકરણ અગીઆરમું

# ઇન્સાનની જીંદગી

### હાલની અને આવતી જીંદગી

માણસની જીંદગી બે તરેહની ગણવામાં આવેલી છેઃ એક હાલની અને બીજી આવતી.

હાલની જીંદગી માણુસ તરેહવાર સ્થિતિઓમાં પસાર કરે છે; કોઇ ભલાઇમાં જીવે છે તો કોઈ બુરાઈમાં; કોઈ સુખી છે તો કોઇ દુઃખી; કોઇ મોહટાઇ ભોગવે છે તો કોઈ હલકાઇમાં રહે છે; કોઇ સાહેબી કરે છે તો કોઇ તાબેદારી ખમે છે—એવી તરેહવાર હાલતોમાં માણુસ વસે છે; પણ સૌ કોઇ પોતાને સુખ સગવડ મળે તેવી હાલત પસંદ કરે છે, અને દુઃખ અગવડ નાપસંદ કરે છે.

આવતી જીંદગી તે મોત પછીની જીંદગી છે; તેથી માણુસ મરણ પામે છે ત્યારે તેને તે મળે છે.

એ જીંદગીને બેહેશ્ત યા દોઝખ અથવા સુખ યા દુઃખની હાલતવાળી જીંદગી ગણવામાં આવેલી છે. સૌ કોઈ બેહેશ્ત અને સુખની જીંદગી મેળવવા આતુર હોય છે; પણ દોઝખ તથા દુઃખની જીંદગી તેઓને અણગમતાં છે, તેથી તે મેળવવા તેઓ ચાહતા નથી.

---

## હાલની જીંદગીને અનુસરીને આવતી જીંદગીની હાલત નકકી થાય છે

પાક જરથોસ્તી દીન શિખવે છે કે જેવું આપણે કર્યે તેવો બદલો આપણને મળે છે: ભલું કરવાથી ભલો બદલો મળે છે, અને બુરૂં કરવાથી બુરો નતીજો મળે છે. તેથી આવતી જીંદગીમાં જે હાલત આપણને મળશે તે આ જીંદગીમાંની આપણી કર્ણી મુજબની મળશે.

જે લોકો આ જીંદગીમાં ભલાં ચાલે છે તેઓને આવતી જીંદગીમાં બેહુસ્તની સુખી હાલત મળશે; અને જેઓ આ જીંદગીમાં બુરાં ચાલે છે, તેઓને આવતી જીંદગીમાં દોજખની દુઃખી હાલત મળશે.

ઇન્સાનને ઘટે છે કે તેણે બેહસ્તી હાલત મેળવાની મહેનત લેવી; અને હાલની જીંદગીમાં તેણે એવી રીતે ચાલવું કે જેથી આવતી જીંદગીમાં તે બેહેશ્ત મેળવવા લાયકનો ઠરે.

એટલા વાસ્તે ઇન્સાને પોતાનાં ભવિષ્યનો બરાબર વિચાર કરીને આ જીંદગીમાં ચાલવું. દુન્યાઇ લોભ લાલચોની જાળમાં તેણે ફસી પડવું નહિ જોઈએ.

---

## હાલની જીંદગીમાં ઇન્સાને ચલાવવી જોઇતી ચાલચલણ

દુન્યામાં ઘણીએક ચીજો છે કે જેઓ ઉપર ઇન્સાન વિચાર કરે તો માલમ પડે કે તે ચીજો કરવા લાયક નથી. ફકત તે ચીજો કોઇ ખ્યાલી સુખનો ખ્યાલ આપે છે, અથવા તો કોઇ ઘડીકની મોજ ધરાવે છે. મગર જ્યારે તે ચીજો કરવામાં આવે છે ત્યારે કશું સુખ હાંસલ થતું નથી, કે કશો કરાર મળતો નથી.

બીજી એવી ચીજોબી છે કે જે દેખઇતી ઘણી બીકટ જણાય છે, અને ઘણી જંજાળ ભરેલી માલમ પડે છે. પણ તેઓ ઉપર બરાબર વિચાર કર્યે તો માલમ પડે છે કે તેઓજ ખરી અને કરવા લાયક ચીજો છે.

એ બેમાંની જે ચીજ ખરી અને કરવા લાયક છે તેજ માણુસોએ હમેશાં કરવી જોઇએ. બીજી લાલચો ભરેલી ખોટી ચીજોથી હમેશાં સૌએ પરહેજ રહેવું જોઇએ. એમ ધ્યાન ઠેકાણે રાખીને ચાલવાથીજ ભલાઇની રાહ ઉપર ચલાય છે, અને ખરૂં સુખ મેળવી શકાય છે, અને ભવિષ્યની જીંદગી સારી મેળવાય છે.

બુરાઇની રાહથી દૂર રહેવા અશો જરથોસ્તે કહ્યું છે કેઃ

"ઓ નર નારીઓ! સદગુણની જીંદગીનો તમો સંભાળથી અભ્યાસ કરો; બુરાઇની રાહથી દૂર રહો, અને તેના વધારા સામે કોશેશ કરો; પાપની ભૂંડી બંદગીના બંધથી તમારાં તનને છૂટાં રાખો; કેમકે ઇન્સાનો જ્યારે બુરી ઇચ્છાઓને પોષણુ આપે છે, ત્યારે તેઓ રવાનમાં અંધકાર ફેલાવે છે, અને પોતાના કરાર અને સુખનો નાશ કરે છે..." (યસ્ન ૫૩, ફ. ૫–૬ ના ભાગો.)

ત્યારે ઇન્સાનોએ હાલની જીંદગી સદગુણ ભરેલી ગુજારવી જોઇએ; અને હમેશાં સૌએ ભલાં કામ, ભલા શબ્દ અને ભલા વિચારમાં ઉમંગથી મથવું જોઇએ. ભલાં કાર્યોજ જેમ હાલ તેમ મરણુ પછીબી આપણું તારણુ કરશે; તેઓજ આપણુને ખુશાલી આપશે. પણ બુરાં કાર્યો તો દૂઃખ અને સંતાપ સિવાય બીજું કશું આપી શકશે નહિ.



## પ્રકરણ બારમું

# ઇન્સાનની મરજી

### માણસની મરજીનું છૂટાપણું

માણસ પોતાની મરજી મુજબનું કરવા મુખ્ત્યાર છે: તે ચાહે તો ભલાઇની રાહે વર્તે, અને તે ચાહે તો બુરાઇની રાહે ચાલે.

કોઇબી માણસની મરજી બાંધી લેવામાં આવી નથી; કોઇ માણસની મરજી હંમેશાં પાપી કાર્યો કરવા ઇચ્છે એવું કશુંબી કોઇએ નક્કી કરી મુકેલું નથી; તેમજ કોઇ માણસ હંમેશાં ભલું કરવાનીજ મરજી ધરાવે એવુંબી કોઇએ ઠરાવી રાખેલું નથી. સૌ કોઇ પોતાની મરજી મુજબ ભલું કરે છે, યા તો બુરૂં કરે છે.

---

### એક માણસની મરજી બીજા કોઇથીબી ફેરવાતી નથી

કોઇ માણસ એક કામ ભલાઇની રીતે કરવા મરજી ધરાવતો હોય; પણ તેને કોઇ કારણ મળે તો તે મરજી તે પોતાની મેળે ફેરવે, અને તે કામ બુરાઇની રીતે કરવાની મરજી કરે. પણ એવી રીતે પોતાની મરજી

ફેરવવા પોતેજ ચાહે નહિ તો બીજો કોઇ તેની મરજી ફેરવી શકે નહિ.

એજ મુજબ કોઇ માણસ એક કામ બુરાઇની રીતે કરવાની મરજી ધરાવતો હોય, પણ તેટલાં તેને સારૂં સુજે તો તે મરજી ફેરવે અને તે કામ ભલાઇની રીતે કરવાની મરજી કરે. પણ એમ તે પોતાની રાજીખુશીથી પોતાની મરજી બદલી શકે; કોઇ બીજો તેની મરજી ફેરવી શકે નહિ.

માણસની મરજી બીજા કોઇથી ફેરવાતી નથી તેના ઘણાએક દાખલા છે. સરકાર ગુનેહગારોને સજા કરે છે તેની એક મતલબ એવી પણ છે કે તેઓ ફરીથી ગુનાહ કરવા મરજી કરે નહિ; અને કેટલાક ગુનાહો માટે તે ભારી સજા કરે છે. એવી સજાઓને લીધે ગુનેહગારો ગુનાહ કરતાં ડરે છે, પણ તેથી કાંઈ તેમની ભૂંડી મરજી ભલી થઇ જતી નથી. એ ગુનેહગારોમાં કોઇ જરા વિચારવંત હોય છે તો તે પોતાની મેળેજ સમજી લેય છે કે ગુનાહ કરવામાં કશો ફાયદો તો નથી, પણ તેથી ભારી નુકસાન ખમવું પડે છે; અને તેથી તે ગુનાહ કરવાની મરજી પોતાની મેળેજ ફેરવે છે. પણ બીજા ઘણાએકો એમ ગુનાહની સજા ખમવાથી પોતાની બુરી મરજી ફેરવી શકતા નથી. તેઓ કદાચ પોતાની મરજી અમલમાં મુકવા સજાની બીકે અચકતા હશે,

પણ તેઓને ફાવે તો પોતાની બુરી મરજી બર લાવે; અને ઘણાએકો તો સજાની દરકાર વગર પોતાની બુરી મરજીને આધીન થઇને ગુનાહો કરે છે. એટલે સરકારની બીકબી તેઓની મરજીને બદલી શકતી નથી.

---

## અશો મરજીની દ્રઢતા

પણ જેઓ ભલાઇની રાહે ચાલવાની મક્કમ મરજી ધરાવે છે તેઓનું દ્રઢપણું એથીબી વધુ હોય છે. તેઓની મરજી એવી મક્કમ હોય છે કે ગમે એવો ભારી જુલમ ખમવો પડે તોબી તેને તેઓ ફેરવતા નથી. આપણા મહાન પેગામ્બર અશો જરથોશ્તે દુન્યાનાં લોકોને સચ્ચાઇ ભરેલી દીન જાહેર કીધી, અને તેઓને ભલાઈની રાહ શિખવવા માંડી, ત્યારે ભૂંડા લોકો ફિકરમાં પડયા. પહેલે તેઓએ એ અશો સાહેબને લાલચો દેખાડી કે તેઓએ પોતાની રૂડી દીન ફેલાવવાની મરજી છોડી દેવી; પણ તેઓએ તેમ માન્યું નહિ, ત્યારે તેઓએ ભયંકાર ધમકીઓ આપી. એથી અશો જરથોશ્ત ડગડગ્યા નહિ, પણ પોતાની મરજી મજબૂતીથી જાહેર કીધી કે "મારાં તનમાંથી મારો જાન અને મારૂં ભાન નિકળીબી જાય, તોપણ ભલી માજદયસ્ની દીનને તો હું કદીબી છોડવાનો નથી."—(વંદીદાદ ૧૯, ફ. ૭.)

પોતાના પાક મઝહબને વફાદાર રહેવાની નેક મરજીને લીધેજ આપણા ન્યાગાનોએ રાજપાટ, ધનદોલત, જાહોજલાલી સર્વે જતું મુકયું; અને તેથીજ આપણા વડવાઓ દુઃખ ખમતા પરદેશમાં આવી રહ્યા; અને તેથીજ બીજા હમદીનોએ પોતાના પ્યારા ધર્મને ખાતર અને પોતાના વતનનાં વ્હાલને લીધે ભારી જુલમો ખમ્યા છે, અને એ બન્નેને હજી સૂધી તેઓ ભારી ચીવટાઇથી વળગી રહ્યા છે.

---

## મરજીની કેળવણી

ઇન્સાન ગમે તો ભલાઈની રાહે ચાલે અને ગમે તો બુરાઈની રાહે ચાલે એવી મુખ્ત્યારી તે ધરાવે છે. પણ ભલાઇની રાહે ચાલનારજ ફાયદો હાંસલ કરી શકે છે; બુરાઇની રાહે ચાલનારને તો ગેરફાયદોજ મળે છે. ત્યારે ઇન્સાનને વાસ્તે ડહાપણ ભરેલું એ છે કે તેણે ભલાઇની રાહેજ ચાલવાની ટેવ રાખવી; અને તે વાસ્તે તેણે પોતાની મરજીને ભલાઈની રાહ પસંદ કરવાની ખંતીલી કેળવણી આપતા રહેવું. મરજી બુરાઇની રાહ પકડવા ઇચ્છતી હોય ત્યારે તે રાહના ગેરફાયદા તથા ભલાઇની રાહના ફાયદા ઘડી ઘડી મનમાં લાવ્યા કરવા, અને મરજીને બુરાઇની રાહથી પાછી વાળ્યા કરવી, કે આખરે તે ભલાઇની રાહ પસંદ કરવાનું શિખે.

અશો જરથોશ્તે કહ્યું છે કેઃ

"આ સારી રીતે સમજી લેઓ કે દરેક માણુસે પોતાનાં મતની ચુંટણી પોતાની મેળેજ કરી લેવાની છે;.....પણ જે કાંઇ રાસ્ત છે તેજ ડાહ્યા લોકો પસંદ કરે છે; જોકે ખોટાં જ્ઞાન વાળાઓ એમ પસંદ કરતા નથી;.....કેમકે આડે માર્ગે જનારાઓને બુરી હાલત મળે છે, જ્યારે અશો માણુસને ઘણીજ ભલી હાલત હાંસલ થાય છે."—(યસ્ન ૩૦, ફ. ૨-૪ ના ભાગો.)



## પ્રકરણ તેરમું

# દીન

### માણુસને દીનની જરૂર

ભલાઇની રીતે કે બુરાઇની રીતે પોતાની મરજી પડે તેમ ચાલવાની માણુસને છુટ છે; પણ તેને એવી છુટ નથી કે પોતાને ગમે એવી ચાલ ચલાવે તેનો બદલો પોતાની મરજી મુજબના ફાયદામાં તે મેળવે. કેમકે બુરાઇની રાહે ચાલવાથી ફાયદો મેળવવાની તે ગમે એવીબી મરજી કરતો હોય તોપણ

તેનાથી તેમ ફાયદો મેળવી શકાતો નથી; એ વાસ્તે તો હંમેશનું નક્કીજ થઇ રહેલું છે કે ભલાઈની રીતે ચાલવાથીજ ફાયદો હાંસલ થઇ શકે, અને બુરાઈની રીતે ચાલવાથી નુકસાનજ પેદા થાય.

ત્યારે એ બે રીતની ચાલમાંથી કઇ પસંદ કરવી જોઇએ તેની માણસને સમજણ મળવી જોઇએ. એ સમજણ દીન યાને ધર્મ આપે છે.

ધર્મ માણસને ભલાઇ અને રાસ્તીની રાહ દેખાડે છે, અને બુરાઇની રાહ કઇ છે તેબી ખુલ્લું કરે છે. પછી તે સમજાવે છે કે કુલ જગતમાં પાક દાદાર અહુરમજદનું રાજ્ય ચાલે છે, અને તેનાં રાજ્યમાં અશોઇ એટલે કુદરતને અનુસરતી ચાલનો કાયદો અમલ ભોગવે છે; તેથી દુન્યામાં એવો નિયમ ચાલે છે કે ભલાઇની રાહે ચાલવાથી ઇન્સાન પોતાનાં રવાનને ઉંચે દરજ્જે લઇ જાય છે, અને ઉમદા ફાયદાઓ હાંસલ કરે છે; પણ બુરાઇની રાહે ચાલવાથી તે પોતાનાં રવાનને હલકા દરજ્જા ઉપર ઉતારી પાડે છે, અને ભારી નુકસાનો ખમે છે.

એ ઉપરથી ધર્મ શિખવે છે કે ભલાઈ અને રાસ્તીની રાહે ચાલવુંજ માણસ માટે ડહાપણ ભરેલું છે. તે સમજાવે છે કે ભલાઇની રાહે ચાલવાથી કોઇ દેખીતાં સંકટો ખમવાં પડે તો તેથી ઇન્સાને ડરી

જવાનું નથી; એ સંકટો તો થોડાક વખતનાંજ હોય છે, અને જે કોઇ ભલાઇની રાહ ઉપર મક્કમ મને ચાલવા માંડે છે તેના માર્ગમાંથી તેઓ વ્હેલાંજ નિકળી જાય છે; અને માણુસ ભલાઇમાં જેમ આગળ વધતો જાય છે તેમ તેનું સુખ ખરેખરૂં વધતું જાય છે. જ્યારે જે માણુસ બુરાઇની રાહ પસંદ કરે છે તેને બુરાઇની રાહ ઉપર સુખ મળતું હોય એવું લાગે છે, પણ તે જેમ બુરાઇની રાહ ઉપર ચાલતો જાય છે તેમ એ ખ્યાલી સુખો નજર આગળથી દૂર થઇ જાય છે, અને દરેક પગલે સંકટો ઉભાં થાય છે.

એટલા વાસ્તે ધર્મ સમજાવે છે કે બુરાઇની રાહે ચાલવાની માણુસને જ્યારેબી મરજી થાય ત્યારે તેનો બુરોજ નતીજો આવશે એવું સમજીને તે વિષેનો ખ્યાલ તેણે તુરત પોતાનાં મનમાંથી કહાડી નાખવો; અને તેણે હંમેશાં બુરાઇને ધિક્કારતાં શિખવું, પણ ભલાઇની રાહે ચાલવાની પોતાની મરજીને તેણે હંમેશાં ટેકો આપવો. પોતાની અંગત ફરજો તેણે બજાવતા રહેવું. આખી દુન્યાનું બને એટલું ભલું કરવાની તેણે મહેનત લેતા રહેવું. અને કુલ જેહાનનો સાહેબ અશો દાદાર અહુરમજદ કેવો ભલાઇ ભરેલો છે તેનો તેણે હંમેશાં ખ્યાલ કરતાં રહેવું; અને પોતાની ભલાઇને લીધે તે કેવો મોહટો દરજ્જો ભોગવે છે તે સમજી લેવું; અને તેના સર્વે સદગુણોનો અ-

ભ્યાસ કરવો, અને તેઓની રોજ સેતાયશ કરવી, કે તેથી ભલાઇની અસર તેનાં મન ઉપર થતી રહે અને તે ભલાઈની રાહ પકડીને ચાલે.

આપણી પાક માઝદયસ્ની જરથોસ્તી દીન એવુંજ નેક શિક્ષણ આપે છે; તેથી ઈન્સાનની ફરજ છે કે તેનાં શિક્ષણોને તાબે રહીને તે ચાલે.



## પ્રકરણ ચૌદમું

# દીનની પક્ષ

### 'સ્પેન્ત મઇન્યુ'ની બાજુમાં રહેવાની ઈન્સાનની ફરજ

આપણે ઉપર જોઇ ગયા કે દુન્યાની તમામ ચીજોમાં બે મીનો કામે વળગેલા છે. તેઓમાંનો રૂડો મીનો 'સપેન્ત મઇન્યુ' હસ્તીની ચીજોને જન્મ આપે છે, ઉગાડે છે, વધારે છે અને દોરોસ્તી બક્ષે છે; જ્યારે નુકસાનભર્યો મીનો 'અંગ્ર મઇન્યુ' તેઓમાં ઘટ, બીગાડ, અને નાશ ફેલાવે છે.

એજ મુજબ ઇન્સાનોની અંદરબી એજ નામના મીનો કામ કરતા જણાવેલા છે. 'સ્પેન્ત મઇન્યુ' તેઓને રૂડાં કામો કરવા ખેંચે છે, ત્યારે 'અંગ્ર મઇન્યુ' તેઓને બુરી રાહ તરફ દોરવવાનું કરે છે. મગર એ બેમાંથી કોણ મુજબ ચાલવું તે વિષે ઇન્સાને સારી પેઠે વિચાર કરીને કામ લેવાનું છે.

એ બે મીનો વિષે પાક ગાથામાં કહેલું છે કે: "આએ બે મીનોમાંનો જે ભૂંડો છે તેણે ઘણુંજ ભૂંડું કાર્ય ધારણ કરેલું છે; અને ઘણોજ વૃદ્ધિવાળો મીનો જે (જાણે કે) બુલંદ આસમાનની અંદર સજ થયલો છે તેણે અશોઇ ધારણ કીધેલી છે. (તેથી) જે લોકો અશો દાદાર અહુરમજદની રૂડી મરજી મુજબ ચાલવા માગે તેઓએ સચાઈભરેલાં કાર્યો પસંદ કરવાં જોઇએ." (યસ્ન ૩૦, ફ. ૫.)

ખચીત, જે કાંઈ ભલું અને રાસ્ત છે તેજ દુન્યાનાં લોકોને ખરૂં અને હંમેશનું સુખ મેળવી આપે છે, અને બુરાઈથી તો ખરૂં દુઃખજ પેદા થાય છે. તેથી ઇન્સાનજાતને તો લાજમ છે કે તેણે સચ્ચાઇ ભરેલાં કામોમાં મથેલા રહેવું. સચ્ચાઇનીજ રાહ ખુદાએ ઇન્સાનો વાસ્તે લાયક ગણેલી છે, અને સચ્ચાઇની રાહ તેજ 'સ્પેન્ત મઇન્યુ' ની રાહ છે. તેથી ઇન્સાનની ફરજ છે કે તેણે 'સ્પેન્ત મઇન્યુ' ની પક્ષ

ધરીનેજ હંમેશાં ચાલવું, અને 'અંગ્ર મઇન્યુ' નાં કાર્યો તોડતા રહેવું.

દુન્યામાં રૂડી ચીજોનો વધારો અને ફેલાવો કરવાની તેણે મહેનત લેવી જોઇએ; અને તે ચીજોને સારી હાલતમાં રાખવાની ખંત રાખવી જોઇએ. પોતાના સંબંધમાં આવતાં સર્વે ઝાડપાનો, જાનવરો અને માણસોને તેણે દોરોસ્ત અને આસુદાં રાખવાં જોઇએ. સર્વે રૂડા હુન્નરો અને ઉદ્યમોનો પોતાથી બને એટલો ફેલાવો તેણે કરવો જોઈએ. તન સાથે મનનેબી દોરોસ્ત અને આસુદું રાખવાની તેણે મહેનત લેવી જોઇએ. તેમાં તેણે દરેક રીતની ઘટતી કેળવણી લઇને સદ્ગુણો ખીલવવા જોઈએ અને દુર્ગુણોને તેમાંથી હાંકી કહાડવા જોઇએ.

'અંગ્ર મઇન્યુ' ની રાહ ઘણી લાલચ ભરેલી છે, અને નબળો ઇન્સાન તે રાહ પર વારંવાર ફસી પડે છે. તે લલચાઇને સુખ અને ફતેહ મેળવવા વાસ્તે બુરાઇની રાહ તરફ દોડી જાય છે; પણ તે રાહ ઉપર આવતાંજ તેનાં સુખ અને ફતેહના ખ્યાલો દૂર થઇ જાય છે, અને તે શેકસ્ત અનુભવે છે; અને બીજાનેબી તે ધાસ્તી અને નુકસાન ભરેલો થઇ પડે છે. તેથી ઇન્સાને અંગ્ર મઇન્યુની રાહથી દૂર રહેવું જોઇએ.

દુન્યાની રૂડી ચીજોનો બીગાડ અને નાશ થતો તેણે અટકાવવો જોઇએ; ભૂંડાઇ અને બુરાઇનો તેણે નાશ કરવો જોઇએ; અને જ્યાં જ્યાં તેને દુઃખ નજર આવે ત્યાંથી તેણે તે હાંકી કહાડવાની મહેનત કરવી જોઇએ; અને સર્વે ઠેકાણે દોરોસ્તી, આસુદગી, આબાદી, ભલાઇ, સુખ અને સંતોષનો તેણે ફેલાવો કરવો જોઇએ, કેમકે તેમાંજ ખરી ઇન્સાન્યત સમાયલી છે.



## પ્રકરણ પંદરમું

# દીનની રાહ

### અશોઇ અને દરવંદી

એક કામ સારૂં છે એમ આપણને માલમ પડે, અને તેથી તે કર્યે, તો તે અશોઈનું અથવા સવાબનું કામ ગણાય.

એક કામ ખરાબ છે એમ આપણને જણાય, અને તોબી ચાહી ચીતીને તેવું કામ આપણે કર્યે, તો તે દરવંદી અથવા ગુનાહનું કામ ગણાય.

હરરોજ એ બન્ને જાતનાં કામો કરવાની આપણને ઘણીએક તકો મળતી રહે છે; તેમાંથી જે સારાં

હોય તેજ કરવાની આપણી ફરજ છે, અને જે ભૂંડાં હોય તે આપણે નહિ કરવાં જોઇએ અને તે તોડવાં જોઇએ.

સહવારે જાગી ઉઠતાં સાથેજ ઘણાંકોને બિછાનાંમાં આળસાઇથી પડી રહેવાનું મન થાય છે. પણ આળસાઈ ભૂંડી ચીજ છે તેથી તેને મારી કહાડવી જોઇએ; અને સકાળે અને જાગતાં સાથેજ ઉઠવાની તબેહ પાડવી જોઇએ. ઉઠવા પછી સહવારની જે ઘટતી ફરજો છે તે નહિ બજાવવાનીબી ઘણાંકોને લાલચ થાય છે; પણ દરેકે એવી સર્વે ઘટતી ફરજો બજાવવી જોઇએ, તેથી દાતણપાણી વગેરે કરી લઇ નાહીધોઇ લેવું જોઇએ, તથા ખુદાની ખરાં જીગરની સેતાયશ કરી લેવી જોઈએ, અને તે સાથે ભલીજ રાહે ચાલવાનો પકો ઠરાવ હરરોજ યાદ કરવો જોઇએ. વડીલોની સેવા ચાકરી કરવી જોઇએ, તેઓને માન આપી ચાલવું જોઈએ, તેઓ જે કાંઇ સારૂં કામ કરવા ફરમાવે તે તુરત બજા લાવવું જોઇએ. આપણા સરખાઓની તરફ તેમજ આપણાથી ઉતરતા તરફ ચાહ રાખીને વર્તવું જોઇએ, અને તેઓનાં સારાં કામોમાં બને એટલી મદદ કરવી જોઇએ. જન જાનવરો તથા કુદરતની ચીજોની જતન રાખવી જોઇએ, અને કુદ-રતની વૃદ્ધી વાસ્તે તેઓનો જે રૂડો ઉપયોગ કરવાનો છે તે કરવો જોઇએ. વિદ્યા અભ્યાસપર આપણે

ધ્યાન આપવું જોઇએ, અને તેમાં કશી આળ-સાઇ કરવી નહિ જોઈએ. આપણા ધંધા ધાપામાં ઇમાનદારીથી વર્તવું જોઈએ, અને સર્વે સાથે ભાઈ-બંધીથી ચાલવું જોઇએ.

એવાં જે કાંઈ અશોઈનાં કામો આપણને હરરોજ કરવાનાં છે, તે ઉમંગથી આપણે બજા લાવવાં જોઈએ; અને એથી ઉલટાં દરવંદીનાં સર્વે કામો મારી હઠાવવાં જોઈએ. પાક 'વીસ્પરદ' મા કહેલું છે કે:

"ઓ મહાન દાનેશમંદ ખુદાને માનનારા જરથોશ્તીઓ! કાયદા મુજબનાં અને લાયક ભલાં કાર્યો પાર પાડવા વાસ્તે અને તેઓથી ઉલટાં ભૂંડાં કાર્યોને તોડવા માટે તમારા હાથ, પગ અને હુશ્યારી મથેલાં રાખો! ભલા ઉદ્યમ માટે દરેક ખંતીલી કોશેશ કરો; અને ખાલી હાલતને (મીનોઇ) દોલતથી ભરપૂર કરો!"—(વીસ્પરદ ૧૫, ફ૦ ૧.)

અશોઈનાં કાર્યો કરતાં રહેવાથી આપણા જીવને કરાર થાય છે, આપણી તંદરોસ્તીને ટેકો મળે છે, આપણી નૂરાણી ખીલ્તી જાય છે, અને સર્વે રીતનું ખરૂં સુખ આપણી નજદીક આવતું જાય છે; તેમજ મરણ પછી ઉત્તમ સુખની બહેશ્તી હાલત આપણને મળે છે.

દરવંદીનાં કાર્યોથી તો એથી ઉલટું મળે છે. તેથી બુરાં કાર્યો કરવાની ગમે એવી લાલચ થાય, અને મોજશોખ ભરેલાં ભૂડાં કાર્યો તરફ ગમે એવું મન ખેંચાય, તોબી અશોઈનાંજ કાર્યો ઇન્સાને કરવાં જોઈએ, કેમકે તેજ ખરા ફાયદા ભરેલાં કાર્યો છે.



## ગુચવણભર્યા સંજોગો

ઘણુાકો સનમુખ કોઇ વખતે એવાં કાર્યો આવી પડે છે કે તે અશોઇનાં છે કે દરવંદીનાં તે સમજ પડતું નથી; એવી વખતે તેઓએ પોતાના શિક્ષકો કે વડીલો કે બીજા જે કોઇનાં સ્હાપણ ઉપર તેઓને વિશ્વાસ હોય તેઓની સલાહ લઇને ચાલવું. એવી સલાહ નહિ મળી શકે અને તેમાંનું કાર્ય કર્યા વગર ચાલતું હોય તો તે પડતું મુકવું; પણ જો તે કરવુંજ પડે તો પછી પાક નઇયતથી જે સારૂં લાગે તે કરવું. મગર જાણીજોઇને કાંઇ ખોટું કામ કરવું નહિ.

કોઇ વખતે એવું બને છે કે આપણાથી કોઇ વધારે જોરાવર માણસ દાખલા તરીકે આપણો હાથ પકડી આપણી પાસે કાંઇ ખોટું કાર્ય કરાવે છે; અને તેવી વખતે તે કાર્ય નહિ કરવાની ગમે એવીબી આપણી કોશેશો ફાવતી નથી. તો એવાં કાર્ય

માટે આપણે જોખમદાર નથી, પણ આપણા અભ્યયનો જુલમથી ઉપયોગ કરનાર તે માટે જોખમદાર છે. તોપણ એવા ભૂંડા માણસોના સમાગમમાં બને ત્યાં સુધી નહિ આવવાની સૌએ સંભાળ લેવી જોઇએ.

ત્યારે ઇન્સાનને ઘટે છે કે તેણે દુન્યામાં સંભાળીને અને હિમ્મતથી ચાલવું, અને હંમેશાં અશોઇનાંજ કામો કરવાં, તથા દરવંદીના કામો નહિ કરવાં બલકે તોડવાં.



## પ્રકરણ સોલમું

# ગુનાહની તોજેશ

## ખરી તોજેશ કેવી હોવી જોઇએ ?

કોઇ કીધેલા ગુનાહ વાસ્તે ખરાં દિલનો પસ્તાવો કરવો, તે ગુનાહ ફરીથી નહિ કરવાનો ઠરાવ કરવો, અને તે ગુનાહને તોડે એવાં કામો કરવાં, તેમાં ગુનાહની ખરી તોજેશ યા પતેત સમાયલી છે.

ઇન્સાનની ફરજ છે કે જ્યારેબી તે પિછાને કે એક કામ જે તેણે કરવું ઘટતું નહિ હતું તે કામ તેનીથી થયું છે ત્યારે તે માટે તેણે તોજેશ કરવી. પોતે કીધેલું એક

કામ ખોટું અને અણઘટતું છે એવું એક માણસ પિછાને, અને તોબી તે વાસ્તે કશો પસ્તાવો તે કરે નહિ, તો તે પાપમાં વધારે ને વધારે ડુબતો જાય અને દુઃખી થાય. પણ ઇનસાનને તો લાજ઼મ છે કે ગુનાહના કાબુમાંથી બને એટલું જલ્દી તેણે બહાર આવવું. ગુનાહની લાલચોમાં ફસી પડવાથી તેણે પોતાને બચાવી લેવો જોઇએ, અને ગુનાહને તાબે થઈ જતાં પોતાનાં નબળાં મનને તેણે મજ઼બૂતાઈ આપવાના ઇલાજો કામે લગાડવા જોઇએ.

એટલા વાસ્તે ઇનસાને પેહેલાં સમજી લેવાનું છે કે હરકોઇ ગુનાહ ઘણોજ ગેરફાયદા ભરેલો છે ; તેથી કશો ખરો ફાયદો આપણે મેળવી શકતા નથી. હરએક ગુનાહ કોઇ સુખ અથવા કોઇ ફાયદો મેળવી આપવાનો દેખાવ કરે છે ; પણ તે સુખ અથવા ફાયદાનો દેખાવ તદનજ ખોટો છે; અને હરએક પાપ કરનારને દુઃખ વેઠવું પડે છે. તેથી અનુભવવાળાં અને ડાહ્યાં માણસોએ સર્વે ઇનસાનોને સલાહ આપેલી છે કે પાપથી દૂર રહેવું અને સવાબનાં કામો કરતાં રહેવું.

ધર્મનાં શિક્ષણથી, ડાહ્યા માણસોની શિખામણથી તેમજ પોતાના અનુભવથી જ્યારે ઇનસાન ગુનાહની ભૂંડી અસર પિછાનતાં શિખે છે, ત્યારે હરકોઇ

ગુનાહ કીધા પછી તેનામાં દલગીરી અને પસ્તાવો પેદા થાય છે. ખરાં દિલના પસ્તાવાથી માણુસ પોતાનાં મનને મજબૂતાઇ આપતો જાય છે, અને ધીરે ધીરે તે પાપો ઓછાં કરતો જાય છે. એટલા વાસ્તે ગુનાહની તોઝેશ કરવાની ઇન્સાનને સલાહ આપવામાં આવેલી છે.

જેમ ઇન્સાન ગુનાહથી બાહેર આવતો જાય છે તેમ કીધેલા ગુનાહ માટેનો તેનો પસ્તાવો વધતો જાય છે, અને તે વધુ ઝડપથી પાપો છોડતો જાય છે. તે પોતાને ખુદાની હાઝરનાજર સમજીને પોતાનાં પાપ માટે અફસોસ કરે છે, તે માટે પોતાની ખરાં દિલની દલગીરી જાહેર કરે છે, અને તે પાપ ફરીથી નહિ કરશે એવો પકકો ઠરાવ કરે છે, તેમજ એ ઠરાવને અમલમાં મુકે તેવાં કામો કરે છે.

જે કોઇ પાપ એવું હોય કે તેથી બીજા કોઇને બી નુકસાન પહોંચ્યું નહિ હોય તો તેવું પાપ ફરીથી નહિ થાય તેની સંભાળ રાખવી જોઇએ અને તે કામથી ઉલટું સવાબનું કામ કરવું જોઇએ; પણ જે કોઇ પાપ એવું હોય કે તેથી કોઇ બીજાને નુકસાન પહોંચ્યું હોય તો, એ મુજબ કરવા ઉપરાંત, તે ધણી આગળ તેને આપણાથી પહોંચેલાં નુકસાન માટે

દલગીરી જાહેર કરવી જોઇએ, તેને ઘટતો બદલો વાળી આપવો જોઇએ, અને તેની સાથે ભલાઇ કરી દેખાડવી જોઇએ, કે તેથી તેનાં મનનું સમાધાન થાય.



## તોજેશની અસર અને જરથોસ્તીઓનો પાક ઠેરાવ

ગુનાહ માટેની ખરાં દિલની તોજેશથી માણસની ગુનાહ કરવાની તબેહ ઉપર આંકોશ પડે છે. તે પાપ ઓછાં કરતો જાય છે. ભલાઇ માટેની તેની કાળજી વધતી જાય છે. તે બુરાઇને ધિકકારતો જાય છે. અને ખરાં દિલના પસ્તાવામાં ઉશ્કેરાયલી લાગણીને લીધે તે ભલાઇ તરફ વધારે જોશથી ખેંચાય છે. તેમજ સદગુણોના ખુદાવંદ દાદાર અહુરમજદ તરફ તેનું દિલ ઘણા ચાહ સાથે દોડે છે.

રથોસ્તીઓ નો પાક ઠરાવ અવસ્તામાં જણાવેલો છે કેઃ

"મારાં ઉંડાં મનનથી, મારી વાચાથી અને મારાં કામથી ભલા વિચારો, ભલાં વચનો અને ભલાં કામોની હું (લોકો આગળ) વખાણ કરૂં છું. તમામ રૂડા વિચરા, રૂડાં વચન અને રૂડાં કામોને મારાં ખરાં દિલની

લાગણીઓથી હું ચાહું છું; મારાં અંતઃકરણના ધિક્કારથી તમામ બુરા વિચાર, બુરા વચન અને બુરાં કામોને હું તર્ક કરૂં છું. ઓ ખુદાની અમર્ગ અને ઉત્તમ સંપૂર્ણ શક્તિઓ! મારાં પવિત્ર મન, વચન, અને કામનાં કાર્યોથી તથા મારાં દિલોજાનથી જશ અને વખાણ તથા મારાં તનનો જીવ હું તમોને જાનફેસાનીથી અર્પણ કરૂં છું. અશોઇની હું સેતાયશ કરૂં છું."—(યસ્ન, ૧૧, ફ૦ ૧૭-૧૮.)

---

## પ્રકરણ સતરમું

# ખુદાઈ ઇન્સાફ

### ખુદાઇ ઇન્સાફની ઉત્તમ્તા

હરેક જણની લાયકાત મુજબનું જે કાંઈ હોય તેજ તેને મળે એવો ખુદાના ઇન્સાફનો નિયમ છે. તે ભલાંને ભલું બક્ષે છે, અને બુરાંને બુરૂં આપે છે. જેઓ અશોઇની રાહે ચાલે છે તેઓને તે સુખ ઉપજાવે છે; અને તે રાહથી ઉલટાં ચાલનારાંઓને તે દુઃખ પેદા કરે છે. એટલા વાસ્તે આપણા મહાન પેગામ્બર અશો જરથોસ્તે કહેલું છે કે:—

"ઓ ઇન્સાનો! આ (બુલન્દ) ફરમાનો જે મહાજ્ઞાની ખુદાએ આપ્યાં છે તે તમો શિખોઃ અને દુઃખ તથા સુખના નિયમો (તમો ધ્યાંનમાં ધરો) કે ભૂંડાંઓને માટે લાંબુ સંકટ તથા અશો લોકોને વાસ્તે (ખરો) ફાયદો (નેમાયલાં છે); અને એજ (કાયદા) મુજબ 'ઉત્તમ સુખ' હાંસલ થઇ શકશે." (યસ્ન ૩૦, ફ. ૧૧.)

ખુદાઇ ઇનસાફ એવો સંપૂર્ણ છે કે તે કદી ચુક કરતો નથી. માણુસનો ઇનસાફ જે ચુકો કરે છે તેવી ચુકો કરવાનો તેનામાં મુદ્દલ સંભવજ નથી. જે શહાદતો મુજબ ઇન્સાફ કરવાનો છે તેમાં ખરી કઇ અને ખોટી કઇ તે સમજવાનું માણુસ માટે ઘણી વાર મુશ્કેલ થઇ પડે છે, અને કોઇ વાર તો તે ખોટી શહાદતોબી ખરી માની લે છે; જ્યારે ખરી શહાદતો તે ખોટી માને છે. તેથી માણુસને હાથે વારંવાર નિર્દોષો શિક્ષા ખમે છે અને ગુનેહગારો છુટી જાય છે. વળી ચોક્કસ દાખલાઓમાં તો ઘણી વાર ઘટે તેથી વધતી કે ઓછી શિક્ષા કરવામાં આવે છે. અને કોઇ વાર તો ઇનસાફ કરનાર માણુસ જાણી જોઇને ખોટો ઇનસાફ કરે છે.

એવું કશું ખુદાના ઇનસાફમાં થતું નથી. દરેક માણુસનું દરેક કાર્ય ખુદાની સંપૂર્ણ મનશક્તિનાં

હંમેશનું નોંધાઇ રહેલું છે. તેથી ખરી અને ખોટી શહાદતો તે તુરતજ પિછાની લે છે. વળી હરએક કાર્યનો ખરેખરો અને લાયકજ બદલો શું આપવો તે તે પૂરેપૂરૂં સમજે છે. તેમજ તે કોઇની રાખરખાવત કરતો નથી. રાજા કે પ્રજા, તવંગર કે ગરીબ, વિદ્વાન કે અભણ, એવા સર્વે કોઇ તેની ઇનસાફી નજરમાં સરખાજ છે. તેથી ખુદાનો ઇન્સાફ નહિ ચુકે એવો છે. તે ઘટે તેવોજ છે, અને ખરેખરોજ છે.



## ખુદાઈ ઇન્સાફનું પરિણામ

એક રીતે જોતાં ખુદાઇ ઇનસાફનું પરિણામ તુરતજ ઉપજે છે. માણસે કીધેલાં કાર્યની અસર તેનાં રવાન ઉપર તેમજ તેનાં તન ઉપર તુરતજ થાય છે. તે કાર્ય ભલું હોય કે બુડું હોય તેને અનુસરતીજ ભલી કે ભૂંડી અસર થાય છે. એક ભલું કાર્ય કરવાથી રવાનની ભલું કાર્ય કરવાની ખાસ્યતમાં તુરતજ વધારો થાય છે, તેમજ તે ભલાઇનો બદલો મેળવવાની લાયકાત તુરતજ તેમાં આવે છે. અને મનપર અસર થવાથી મનની અસર તનપરબી તુરતજ થાય છે; અને તનની સુખાકારી અને આસુદગી હરએક ભલાં કાર્યથી તુરત ટેકો મેળવે છે. બુરાં કાર્યની અસર એથી ઉલટી થાય છે.

પણ માણસ ભલાં કાર્યો કરે કે બુરાં કાર્યો કરે તે મુજબના આએ જીંદગીના સુખ દુઃખના સંજોગો હંમેશ કાંઇ તુરતજ મળવા જોઇએ એવું નથી. તેઓ મોડે વહેલેબી આવે છે; અને તે આ જીંદગીમાં મળી ચુકા નહિ હોય તો આવતી જીંદગીના ઇન્સાફ વખતે તેનો હિસાબ લેવાય છે. અને જે સુખ દુઃખ આ જીંદગીમાં ભોગવવાનું બન્યું નહિ હોય તે આવતી જીંદગીનાં સુખ દુઃખમાં ઉમેરાય છે.

પાક જરથોશ્તી દીનની માન્યતા એવી છે કે માણસ મરણ પામીને બીજી જીંદગીમાં જાય ત્યારે પેહલાં તેનો ઇન્સાફ થાય છે. અને આ જીંદગીમાં તેણે કીધેલાં સવાબો અને પાપોમાં જો સવાબો વધારે હોય તો તેને સુખવાળી હાલત મળે છે. પણ જો તેનાં પાપો વધારે હોય તો તેને દુઃખવાળી હાલત મળે છે. એટલે કે તેણે આ આખી જીંદગીમાં જેવી કરણી ચલાવી હોય તેવો તેનો બદલો તેને આવતી જીંદગીમાં મળે છે. જે કોઇએ સામટી રીતે ભલું કીધું હોય તેને ભલો બદલો મળે છે, અને જે કોઇએ સામટી રીતે બુરૂં કીધું હોય તેને બુરો નતીજો મળે છે.

દુન્યામાં ઇન્સાફનો નિયમ ટકે છે તે ઇન્સાન વાસ્તે ઘણું ફાયદા ભરેલું છે. ઇન્સાફના ટકવાથી ભલાઇને ફતેહ મળે છે; અને બુરાઇ હાર પામે છે. અને ભલાઇ

કરનારને તે ફાયદો મેળવી આપે છે અને બુરાઇ કરનારને દુઃખ ઉપજાવે છે, તેથી ઇન્સાનો ભલાઈની રાહ ઉપર આવતાં જાય છે. અને ભલાઇની રાહ ઉપર ચાલવાથીજ ઇન્સાન પોતાની બેહતરી મેલવી શકે છે. તેથી હરેક ઇન્સાનની ફરજ છે કે તેણે ઇન્સાફની રાહને માન આપીને ચાલવું.

---

### પ્રકરણ અઢારમું

## બહેશ્ત અને દોઝખ

### મરણ પછીની જીંદગી

જ્યારે એક માણુસનું રવાન તેનાં તનથી છૂટું પડી જાય છે, ત્યારે તે માણુસ મરણ પામેલું કહેવાય છે. મરણ પછી તન તો કોઇ રીતે નાશ પામે છે, પણ રવાન નાશ પામતું નથી. તેનો આ જીંદગી સાથનો સંબંધ છૂટો પડેછે, અને ત્યાર બાદ તે મરણ પછીની જીંદગીમાં જાય છે. એ જીંદગી સુખ દુઃખના તરેહવાર તબકકાઓની હોય છે. સુખના તબકકાવાળી જીંદગીને 'બેહશ્ત'ની જીંદગી કહેવામાં આવે છે; અને

દુ:ખના તબકકાવાળી જીંદગીને 'દોજખ'ની જીંદગી કહેવામાં આવે છે.

મરણ પામેલા માણસે આ જીંદગીમાં પાપ કરતાં સવાબ વધારે કીધેલાં હોય તો તેને મરણ પછીની જીંદગીમાં કોઇ બેહશ્તના તબકકાની હાલત મળે છે; પણ જો તેણે સવાબ કરતાં પાપ વધારે કીધેલાં હોય તો તેને મરણ પછીની જીંદગીમાં કોઇ દોજખના તબકકાની હાલત મળે છે. એનું કારણ એ છે કે મરણ પછીની જીંદગીમાં પણ ખુદાના અશો કાયદાઓનું રાજ્ય ચાલે છે; અને ઈન્સાફની રીતે દરેક રવાનને જે બદલો ઘટતો હોય તેવોજ બદલો બરાબર આપવામાં આવે છે. માણસે આએ જીંદગીમાં જેવી કરણી કીધી હોય તેવો બદલો મરણ પછીની જીંદગીમાં તેનાં રવાનને મળે છે.



## કરણી તેવી પાર ઉતરણી

માણસની કરણી મુજબની હાલત મરણ પછીની જીંદગીમાં તેનાં રવાનને મળે છે, તે વિષે અવસ્તામાં અલંકારીક બ્યાન આવે છે. હાદોખ્ત નસ્કના બચેલા ભાગ તરીકે ઓળખાતા અવસ્તામાં કવિતાની ઢબે એવું જણાવેલું છે કે મરણ પામેલા માણસની કરણી

જાણે એક નારીનાં રૂપમાં તેનાં રવાનને સામે લેવા આવે છે.

ત્યાં જણાવવામાં આવે છે કે મરણ પછી અશો માણસનું રવાન પોતાને એવું સુખી સમજે છે કે તેનાં સુખમાં જાનદાર દુન્યાના તમામ સુખો સમાઇ જાય; અને તેથી તે ખુશી ભરેલું થઇ જાય છે, અને ઉશ્તવદ ગાથાનું પવિત્ર ગાયન ગાય છે અને જ્યારે તે પોતાને બીજી જીંદગી માટે કુચ કરતું માને છે, ત્યારે બામદાદના જેવો અતિ ખુશનુમા વખત જણાય છે અને સુંદર લહેકીઓ આવે છે, અને સર્વ બાજુએથી જીવને રાહત અને ઉમંગ આપે એવા પમરાટ અપતા ઉમદા તથા ખુશનુમા બાગોમાંથી સફર કરતું તે પોતાને સમજે છે.

એ કુચ દરમેઆન તેની પોતાની 'દએના' એટલે 'કરણીનું સ્વરૂપ,' એક ઘણીજ ખૂબસૂરત, ઉમ્દા ખવાસની, નરમંદ ચહેરાની, નવજવાન નારના આકારમાં તેની સનમૂખ નજર પડે છે. તે જોઇને મજકુર રવાન હેરત પામે છે. તેના પુછવાથી તે સ્વરૂપ તેને ઓળખ આપે છે કેઃ "ઓ અશો રવાન! હું તારી પોતાની 'કરણીનું સ્વરૂપ,' છું. જેટલી વ્હાલી હું તને દીસું છું, તેટલોજ વ્હાલો સર્વે ઇન્સાનોએ તને

ગણ્યો છે." એ વિગેરે કહીને તે તેને બેહસ્તનો માર્ગ દેખાડે છે.

એજ મુજબ બુરાં માણસનું રવાન એથી ઉલટાજ દેખાવો જોય છે, અને દુઃખ ભરી સ્થિતિમાં જઈ પહોંચે છે.

(૨૨ મી યશ્તનો સાર.)

---

## બહેશ્ત

મરણ પછીની જે હાલત ઉંચાં દરજ્જાની અને સુખ સગવડવાળી હોય છે તેને 'બહેશ્ત' કહેવામાં આવે છે. એનો અર્થ 'સર્વોતમ ભલી જીંદગી' થાયછે. ખરી બહેશ્તી હાલત તે આપણાં રવાનનીજ ચઢતી મીનોઇ હાલત છે, એવું હાદોખ્ત નસ્કનાં જેવાં લખાણો પરથી સાફ જણાય છે. અને સંપૂર્ણ દરજ્જાની બહેશ્તી હાલત તો તમામ જ્ઞાની અને સંપૂર્ણ સુખ ભરેલી હોય છે. પણ બહેશ્તી હાલત એવી એકજ દરજ્જાની હોતી નથી. તેને ચઢ ઉતર દરજ્જાઓમાં વેંહેચી નાખવામાં આવેલી છે.

મરણ વખતે જે માણસની ભલી કરણી તેની બુરી કરણી કરતાં વધારે હોય તેનું રવાન બહેશ્તમાં

દાખલ થાય છે. અને તેની બુરી કરણી કરતાં તેની ભલી કરણી જેટલા પ્રમાણમાં વધારે હોય તેટલા પ્રમાણના ચઢતા દરજ્જાનું બહેશ્ત તે પામે છે. એટલે પાક જરથોશ્તી દીનની માન્યતા એવી છે કે બુરી કરણી બાદ કરતાં જેટલી વધારે ભલી કરણી બાકી રહે તેટલા ચઢતા દરજ્જાનું બહેશ્ત તે વધારે ભલી કરણી કરનારનાં રવાનને મળે છે.



## દોજખ

મરણ પછીની જે હાલત હલકા દરજ્જાની અને દુઃખ અગવડભરી હોય છે તેને ‘ દોજખ ’ કહેવામાં આવે છે. ‘ દોજખ ’ નો અર્થ ‘ બુરી જીંદગી ’ થાય છે. દોજખી હાલતનેબી ચઢઉતર તબક્કાઓમાં વેંહેચી નાખવામાં આવેલી છે.

મરણ વખતે જે માણસની બુરી કરણી તેની ભલી કરણી કરતાં વધારે હોય તેનું રવાન દોજખમાં દાખલ થાય છે. અને તેની ભલી કરણી કરતાં તેની બુરી કરણી જેટલા પ્રમાણમાં વધારે હોય તેટલા પ્રમાણના દરજ્જાનું દોજખ તે પામે છેઃ એટલે કે પાક જરથોશ્તી દીનની માન્યતા એવી છે કે ભલી કરણી બાદ કરતાં જેટલી વધારે બુરી કરણી બાકી રહે તેટલા

ચઢતા દરજ્જાનું દોઝખ તે બુરી કરણી કરનારનાં સ્થાનને મળે છે.

---

## પાપીમાં પાપી માણસ વાસ્તેની આશા

એ મુજબ મરણ પછીની જીંદગીના તરેહવાર તબકકાઓ રાખવામાં આવેલા છે: ભલામાં ભલી અને ઉત્તમ સુખ અને આનન્દવાળી હાલતથી તે છેક બુરામાં બુરી અને ભારીમાં ભારી દૂખ: અને સંતાપવાળી હાલત સૂધીના તરેહવાર દરજ્જાઓ છે. એટલું છતાં એમાંની ઉત્તમમાં ઉત્તમ હાલતને બી પોંહચવા જવાનું પાપીમાં પાપી માણસ વાસ્તેબી ખુલ્લું છે. તેથી ગમે એવા પાપી માણસેબી હારી ખાવાનું નથી. તે જેટલી ભલાઇ કરી લેશે તેટલો ફાયદો મરણ પછીની જીંદગીમાં તેનું સ્થાન મેળવશે. તેમજ હરેક ભલાં ઇન્સાનેબી પોતાની ભલી કરણી ઘણીજ ઉલટથી વધારતા જવું જોઇએ. અણહદ સુખવાળી ઉત્તમ હાલત માટે તો તેણે ભારી, ચાલુ અને ખંતીલી કોશેશો કરવાની છે.

---

## પ્રકરણ ઓગણીસમું

# અશોઓના ફરોહરો

### ફરોહરોનું પાક અવસ્તામાં બયાન

ફર્વર્દીન યશ્તમાં જણાવેલું છે કે હરએક ચીજનુ ફરોહર હોય છે. જશો દાદાર અહુરમજદ અને અમેષાસ્પંદો તથા યજતોનાં ફરોહરો હોય છે; તેમજ આતશ, પાણી, જમીન, ઝાડપાન, જાન્વરો અને માણસો વીગેરેનાં પણ ફરોહરો હોય છે. ( ફ. ૮૦-૮૫. )

સર્વે અશોના ફરોહરો સેતાયશ લાયક હોય છે; અને દુન્યાનાં કારોબારમાં તેઓ ઘણું મદદગાર હોય છે. ( ફ. ૨, ૪, ૪૩ વીગેરે.)

માણસોનાં ફરોહરોમાં ગુજરેલાનાં ઉપરાંત જીવતાનાં તેમજ હવે પછી જનમનારાંઓનાં પણ ફરોહરો હોય છે ( ફ. ૨૧. )

ગુજરેલાં માણસોનાં ફરોહરો કરતાં જીવતાં માણસોનાં ફરોહરો વધારે અસરકારક જણાંવેલાં છે. ( ફ. ૧૭. )

અશોઓનાં ફરોહરો ઇન્સાનને તરેહવાર રીતે મદદગાર થઇ પડે છે: કોઇ ભયંકર મુશ્કેલીઓ આવી

પડે ત્યારે (ફ. ૨૦), કોઇ દુશ્મનો યા અદેખાઓ હેરાન કરે ત્યારે (ફ. ૬૯), તેમજ કોઇ ભુંડાઇ, બુરી શકિતઓ કે દુઃખદર્દો આવી પડે ત્યારે (ફ. ૭૧) તેઓ મદદે બોલાવનાર ઇન્સાનનો બચાવ કરે છે.

જે કોઇ તેઓને ખરાં દિલથી પિછાનીને તેઓને મદદે બોલાવે છે તેને તેઓ મોહટાઇ અને ફતેહમંદ જોર બક્ષે છે (ફ. ૧૮); તેઓ બચાવ, બક્ષેશ અને દોરોસ્તી આપે છે (ફ. ૨૪); તેઓ અજીત લડનાર હોય છે (ફ. ૩૫, ૪૫); જેબી જગ્યાએ અશો માણુસો અશોઇને દિલ લગાડી રહેલા હોય છે તે જગ્યાએ તેઓ પહેલાં જાય છે (ફ. ૨૫) અને દુન્યાની આબાદીના ઇલાજો તેઓ લેય છે (ફ. ૪૩).

---

## ફરોહરોની પાક અવસ્તામાં સેતાયશ

એ મુજબ અશોઓનાં ફરોહરો દુન્યામાં અશોઇનો ફેલાવો કરવામાં મથેલાં હોય છે, અને હરકોઇ ઇન્સાને તેઓને મદદે બોલાવવાથી તેને ભલાઇની રાહે તેઓ મદદ આપતાં રહે છે. તેથી તેઓની સેતાયશ કરવાનું રૂડું ફરમાન આપણુને મળેલું છે; અને તેએને નીચે મુજબ યાદ કરવા જણાવેલું છે:—

"અશો લોકના ભલાં, અસરકારક અને પવિત્ર ફરોહરોની હું સેતાયશ કરૂં છું, તેઓને મદદે બોલાવું છું, તથા તેઓની વખાણ ગાવું છું,.....કે જેઓ (ભલાઇની રાહે) મદદે બોલાવનારને બચાવ આપનાર હોય છે, (તેઓને) ચાહનારને બક્ષેશ આપનાર હોય છે, બીમારને હોરોસ્તી આપનાર હોય છે, તથા જે કોઇ અશો હોય તેને ભલું નૂર આપનાર હોય છે, ......જ્યારે ભુંડાંઓ તરફ તેઓ દ્રઢતાથી વર્તનારાં હોય છે......અશો લોકોની મદદે તથા બુરૂં કરનારાંઓની બુરાઇ કોતાહ કરવા તેઓ ઝડપે જાય છે." [ ૧૩ મી યસ્તના ૨૧, ૨૪, ૩૧, અને ૩૯ મા ફકરાઓના ભાગો.]

અશોઓનાં ફરોહરોની વ્હાલભરી યાદ કરવાથી બીજા ફાયદાઓ સાથે એક અગતનો ફાયદો થાય છે. એવી યાદ કરવાથી તેઓનાં ભલાં કામો ઉપર આપણું મન લાગે છે. તેવાં ભલાં કામો કરવાની આપણામાં લાગણી પેદા થાય છે, અને તેઓને પગલે ચાલવાની આપણને ઉલટ આવે છે.

ખચીતજ જેઓ ભલાઇની રાહ ઉપર મથેલાં હોય તેઓની યાદ સારી તકોએ કરવી, અને તેઓની ભલાઇપરથી ધડો લેવો એ ઘણી ડહાપણ ભરેલી રસમ છે.



## પ્રકરણ વીસમું

# જરથોશ્તી દીનની બુલન્દી

### પાક માઝદયસ્નની જરથોશ્તી દીનની ખુબીઓ

'ધર્મ' અથવા 'દીન' એ એક ઉંચા પ્રકારનું શિક્ષણ છે. માણસે દુન્યામાં કેવી ચાલચલણ ચલાવવી જોઇએ તેની સમજણ તે આપે છે; અને માણસના સંબંધમાં આવતી સર્વે ચીજોની ખરી ખાસ્યત શું છે, અને તે ચીજો સાથે તેણે કેમ વર્તવું જોઇએ તેની તે સમજ પાડે છે.

મુખ્ય રીતે 'ખુદા' 'જેહાન' અને 'ઇન્સાન' એ બાબદોનું જ્ઞાન ધર્મ આપે છે; તેઓનો એક બીજા સાથનો સંબંધ તે સમજાવે છે; માણસની જીંદગીની નેમ શું છે તે તે શિખવે છે; અને તે નેમ પાર પાડવાનો રસ્તો કયો છે તે તે દેખાડી આપે છે. એ સર્વે બાબદો વિષે જે સમજ જરથોશ્તી દીન આપે છે તે ઘણીજ સંતોષ ભરેલી જણાઇ છે.

'ખુદા' વિષેનો પાક જરથોશ્તી મઝહબનો વિચાર ઘણોજ ચોખ્ખો અને મોહટાઇ ભર્યો છે: તે શિખવે છે કે ખુદા એકનો એકજ છે, અને તે તમામ ભલો

છે. તેનામાં કશી પણ બુરાઇ પાધરી કે આડકતરી રીતે હસ્તી ધરાવતી નથી; તેથી ભલાઇમાં તે સંપૂર્ણ છે. તેનામાં તમામ સદગુણો પૂરેપૂરા ખીલેલા છે, તેથી તે આપણી સેતાયશ લાયકનો છે. આપણને જરૂરની સર્વે ચીજો તેણે બનાવી છે. પોતાની બુલંદ શકિતઓથી તેણે આખું જગત પેદા કીધું છે અને તેને તેઓથી તે ટકાવી રાખે છે. એ બુલંદ શકિતઓની ફિલ્સુફીભરી અને મનપર અસર કરે એવી તફસીલ જરથોશ્તી મઝ-હબ આપે છે. આવા સર્વોત્તમ સદગુણો ધરાવનાર ખુદાને પવિત્રાઇ, ભલાઇ અને મોહટાઇનાં નમુના તરીકે આપણી સન્મુખ આપણો ધર્મ ધરે છે. અને તે મહાન સદગુણોને અનુસરીને ચાલવા અને આપણુ સર્વેમાં તેઓની ખીલવણી કરવા તે સુચવે છે.

'જગત'નું જ્ઞાન આપતાં આપણો ધર્મ સમજ પાડે છે કે જગત બે જાતની હસ્તી ધરાવે છે: એક મીનોઇ અને બીજી ગેતીક. એમાંની પહેલીનું જ્ઞાન મીનોઇ રીતે એટલે મનમાંજ થઇ શકે છે, જ્યારે બીજીનું જ્ઞાન શરીરની મારફતે થાય છે. ખુદા અને તેની શકિતઓ તથા માણસનું રવાન અને સર્વે ફરો-હરો મીનોઇ હસ્તીમાં સમાયલાં છે; જયારે દુન્યાની સર્વે બાકી ચીજો ગેતીક હસ્તીમાં સમાઇ જાય છે. ગેતીક હસ્તીની સર્વે ચીજો ઇન્સાનને કામ આવી શકે એમ છે, તેથી ઇન્સાનની ફરજ છે કે તેઓને તેણે

પોતાની મીનોઈ બેહતરી માટે વાપરવી, અને જે ચીજો તેના પાધરા સંબંધમાં આવે તેની તેણે જતન રાખવી, તેઓને નકામી ગણીને કોઈએ ધિક્કારવી નહિ; તેમજ રવાનથી ચઢતી ગણીને તેને ઘટે તેથી વધુ અગત આપવાની પણ કોઈએ ભુલ કરવી નહિ.

આપણી અશો દીન વધુ સમજાવે છે કે તમામ જગતમાં ખુદાનું ભલાઈ ભર્યું રાજ્ય ચાલે છે; તેથી સર્વ ચીજો ઇન્સાફ અને રાસ્તીના કાયદાને તાબે રહે છે; અને એજ કાયદા મુજબ રવાન પણ પોતાની બેહતરી મેળવી શકે છે. અને ખુદાની મહાન મીનોઈ શકિતઓ એ અશો કાયદાને ટકાવે છે; તેથી તેઓ તરફ ઇન્સાને માન ધરાવવું જોઈએ, અને તેઓને અનુસરીને ચાલવું જોઈએ; કેમકે તેમ કરવાથીજ આપણે મીનોઈ બેહતરી મેળવી શકચે. વળી ખુદાના ઉત્તમ સદગુણોની સેતાયશ હંમેશાં કરવા તે શિખવે છે; કારણ કે તેમ કરવાથી ઉત્તમ સદગુણો તરફ આપણું મન ખેંચાયલું રહે, અને આપણામાં તેઓની ખીલવણી કરવામાં મદદ મળે.

'માણુસ' વિષે જ્ઞાન આપતાં આપણી ભલી માઝદયસ્ની દીન સમજાવે છે કે માણુસનું રવાન અમર્ગ અને મીનોઈ છે; તેણે આએ હસ્તીમાં ભલાઈમાં આગળ વધવા માટે મહેનત લેવાની છે. એ કોશેશમાં તેને

ખુદાના અશો કાયદાની અને તેની પાક પેદાયશોની મદદ લેવાની છે; તોબી એ કોશેશ તો પોતાની રાજીખુશીથી અને પાક દિયાનતથી તેણે પોતાની મેળેજ કરવાની છે. એ કોશેશનું પરિણામ અશોઇના કાયદા મુજબજ નિપજે છે; એટલે ભલાં કામો કરવાથીજ તે ભલાઇમાં આગળ વધી શકે છે; જ્યારે બુરાં કામો કીધાથી તેનામાં બુરાઇનો વધારો થાય છે. એજ કાયદો માણુસનાં મરણુ પછી તેનાં રવાનને લાગુ પડે છે અને માણુસની આ દુન્યામાંની કર્ણી મુજબની હાલત મરણુ પછી તેનાં રવાનને મળે છે.

એ સર્વે ઉપરથી એવું અનુમાન નિકળે છે કે સર્વે ચીજો ખુદાનાં ભલાઇ ભર્યાં રાજને તાબે છે; તેથી આપણુ સર્વે માણુસો, જાનવરો વગેરે એકજ ભલાં રાજની પ્રજા છિએ; એટલે સર્વેએ એકબીજા સાથે ભલાઇના સંબંધથી રહેવું જોઇએ અને આપણે સર્વે ભલી ચીજોને જતનથી વાપરવી જોઇએ; જાનવરો જે દુન્યાની ઉપ્યોગી પેદાયશ છે તેની તરફની ફરજો બજાવવી જોઇએ; અને જાત કે ધર્મના કશાબી તફાવત વગર સર્વે માણુસો તરફ ભાઇબંધીની ઘણીજ દિલસોજ લાગણી ખીલવવી જોઇએ.

આવાં ઉત્તમ શિક્ષણો મુજબ ચાલનાર લોકો ખચ્ચીતજ ઘણાં સદગુણી અને સુખી રહેવાં જોઇએ. અને જરથોશ્તી કોમ હમેશાં એક સદગુણી અને મોહટાઇ ભરેલી કોમ જણાતી આવી છે. અને જ્યારેબી આપણી અશો દીન ઉપર આપણાં લોકે ખાસ અને ઘટતું ધ્યાન આપ્યું છે ત્યારે સદગુણ, બાહોશી અને જાહોજલાલીમાં તે અસાધારણ મોહટાઇએ પહોંચી ગયલી જણાઈ છે.



## ભલી માઝદયસ્નની દીનની અવસ્તામાં સેતાયશ

એવી અશો દીનની પાક અવસ્તામાં વાજબી વખાણ થયલી છે કેઃ

"સર્વોત્તમ સત્ય ધરાવનારૂં, મહાન દાનેશમંદ ખુદાથી જાહેર થયલું અશો જ્ઞાન જે ભલી માઝદયસ્ની દીન છે તેની હમો સેપાસ અને સેતાયશ ગાઈએ છિએ, કે જે ભલો રસ્તો દેખાડનાર, ભલાઈનો વધારો કરનાર, બીગાડ સાફ કરનાર, ફિકરગીરી ઉસ્કેરનાર, અશો, સદગુણો હાંસલ કરાવનાર, વખાણ અને ફેલાવો પામેલી, સરસ રીતે અસર કરનાર, ઝડપથી અસર કરનાર, અખંડ અસર ધરાવનાર

અને તમામ પવિત્ર કરનાર છે, કે જેને માટે અશો જરથોસ્તે ભલી આહેશ કીધી કે: 'એ. સર્વોત્તમ સત્ય ધરાવનાર, મહાન દાનેશમંદ ખુદાથી જાહેર થયલાં અશો ડહાપણ! તારાં (મીનોઈ) તખ્ત ઉપરથી તું ઉભું થા, અને તારા (મીનોઇ) મહેલમાંથી બહાર આવ. જો તું આગળ હોય તો જરા મારે વાસ્તે થોભ; જે પાછળ હોય તો મને આવી મળ; કે તારાં શિક્ષણના ફેલાવાથી અને તેનાં મનનથી તમામ સુલેહ શાન્તિ ફેલાય અને સઘળે ઠેકાણે રૂડો વહેવાર ઉભો થાય, સર્વે માર્ગો સલામત અને મોકળા થાય, પહાડો ધાસ્તી વગર પસાર કરાય, જંગલો વગર મુશ્કેલીએ પાર થાય, અને પાણી પર સહેલાઇથી હંકારાય.'" (દીન યશ્ત, ફ. ૧–૩).

